# ગ્રંથકર્તાની પ્રસ્તાવના

સંયુક્ત પ્રાંતની સરકારે હિંદી અને ઉર્દુ ભાષાઓની ઉન્નતિને માટે '**હિંદુસ્તાની એકેડેમી**'ની સ્થાપના કરીને પ્રશંસનીય કાર્ય કર્યું છે. આ એકેડેમીએ **૬૦૦ ઈ. સ. થી ૧૨૦૦ ઈ.સ.** સુધી અથવા રાજપૂત કાલની ભારતીય સંસ્કૃતિ પર ત્રણ વ્યાખ્યાનો આપવાની આજ્ઞા કરીને મારૂં સમ્માન કર્યું છે, આથી હું સમિતિનો ઋણી છું. આ ૬૦૦ સાલનો કાળ ભારતીય ઇતિહાસમાં ઘણો અગત્યનો છે.

આ કાળની ધાર્મિક, સામાજીક અને રાજનૈતિક અવસ્થા ઘણી ઉન્નત હતી. ધર્મની દૃષ્ટિથી તત્કાલીન ભારતવર્ષની દશા આશ્ચર્યકારક હતી. બૌદ્ધ, જૈન અને હિંદુ–ધર્મો અને તેમના અનેક ધાર્મિક સંપ્રદાયો પોતપોતાની ઉન્નતિ કરી રહ્યા હતા. અનેક સંપ્રદાયો અસ્ત પામ્યા અને અનેકનો પ્રાદુર્ભાવ થયો. આ પ્રમાણે ઘણા દાર્શનિક સંપ્રદાયોનો પણ આવિર્ભાવ, વિકાસ થયો. એક એકથી વિરુદ્ધ મતોનો વિકાસ તથા હ્રાસ કેવી રીતે થયો તે જ્ઞાતવ્ય, રોચક અને આશ્ચર્યકારક વિષય છે. આ સમયમાં પ્રસિદ્ધ વિદ્વાન **શંકરાચાર્ય** થયા, જેમણે દાર્શનિક ક્રાંતિ કરી. આ ઉપરાંત આપણા સમયમાં **રામાનુજાચાર્ય** તથા **મધ્વાચાર્ય** પણ થઇ ગયા.

ગ્રીક, ક્ષત્રપો, તથા કુશાનોનાં રાજ્યોની સમાપ્તિ પછી ગુપ્તવંશ ઉન્નતિ પામીને ચાલ્યો ગયો હતો. ભારતવર્ષમાં ભિન્ન ભિન્ન વંશો પોતાનાં રાજ્યો ફેલાવી રહ્યા હતા. દક્ષિણમાં સોલંકી રાજાઓનો પ્રભાવ વધારે હતો. ઉત્તરમાં વૈસ (હર્ષ), પાલ, સેન આદિ વંશો પણ ઉન્નતિ કરી રહ્યા હતા. મુસલમાનો પણ સિંધમાં આવી ચૂક્યા હતા અને અગીઆરમી બારમી સદીમાં તેમનો પ્રવેશ ભારતમાં ખાસ કરીને થઈ ગયો હતો તથા ઘણા પ્રાંતો પર પણ તેમનો અધિકાર જામ્યો હતો. આથી અને રાજવંશોના વિકાસ તથા હ્રાસ જેવાં બીજાં રાજનૈતિક પરિવર્તનોથી આ સમયનું મહત્વ વધી ગયું છે.

આ મહત્વપૂર્ણ રાજનૈતિક અને ધાર્મિક પરિવર્તન થવાથી વખતની સામાજીક સ્થિતિમાં પણ વિશેષ મહત્વનું પરિવર્તન થયું. તે સમયના વિચારપ્રવાહ, રીતરિવાજ આદિમાં ઓછો ફેરફાર ન થયો. સમાજનું સંગઠન પહેલાંથી બદલાઈ ગયું. કેવળ સામાજીક સ્થિતિ ઉપરાંત રાજનૈતિક પર પણ તેનો પ્રભાવ ઓછો ન પડયો. તે વખતની શાસન પદ્ધતિ અને રાજકીય સંસ્થાઓમાં પણ કેટલોક ફેરફાર થયો.

કૃષિ, વ્યાપાર અને વ્યવસાય આ ત્રણેની ઉન્નતિને માટે પણ આ સમય આર્થિક દષ્ટિથી વિશેષ મહત્વનો છે. યુરોપ અને એશિયાના દેશોની સાથે ભારતીય વ્યાપાર ઘણો વધ્યો હતો. ભારતવર્ષ કેવળ કૃષિપ્રધાન દેશ મટીને વ્યવસાય-પ્રધાન પણ થયો હતો. કાપડના વહેપાર ઉપરાંત સોનું, લોઢું, કાચ, હાથીદાંત ઇત્યાદિનો વ્યવસાય પણ ઉન્નત હતો. ભારતવર્ષ વધારે સંપન્ન અને ઐશ્વર્યશાળી હતો. ભોજનના અને બીજા જરૂરી પદાર્થો ઘણા સસ્તા હતા. આથી કોઈને ભોજનાદિની ચિંતા ન રહેતી

આ સમયનો જ્ઞાનસંબંધી વિકાસ પણ આગળ ઉપર જણાશે તે પ્રમાણે ઓછો ન હતો. આપણા આ સમયમાં કાવ્ય, નાટક, કથાઓ વગેરે સાહિત્યના ગ્રંથો ઉપરાંત જ્યોતિષ, ગણિત, આયુર્વેદ તથા

કલાકૌશલ્યમા વિશેષ ઉન્નતિ થઈ હતી આ પ્રમાણે જોવાથી આ કાળ બધી દષ્ટિથી મહત્વનો છે આવા ઘણનાપૂર્ણ અને મહત્વવાળા વિષય ઉપર વિસ્તારથી લખવા માટે પૂરો સમય, પૂરો અધ્યયન અને ખૂબ સામગ્રીની આવશ્યકતા છે પણ આવા ભારે કાર્યને સ્પષ્ટ અને સુદર રૂપમા મૂકવાની યોગ્યતા મારામા નથી મારી ઈચ્છા હતી કે આ કાર્ય કોઈ વધારે યોગ્ય વિદ્વાનને સોપવામા આવે મને ખેદ થાય છે કે મારુ સ્વાસ્થ્ય બરાબર ન રહેવાથી મારાથી આમા પૂરતો સમય અને સહયોગ આપી નથી શકાયો

આ વિષયને મે ત્રણ ભાગોમા વિભક્ત કર્યો છે પહેલા ભાગ અથવા વ્યાખ્યાનમા તે વખતના ધર્મો—બૌદ્ધ જૈન, અને હિંદુ—ના ભિન્ન ભિન્ન સપ્રદાયોનો વિકાસ અને હ્રાસ તથા તે સમયની સામાજીક સ્થિતિ, વર્ણાશ્રમ વ્યવસ્થા દાસપ્રથા રહેણીકરણી, રીતરિવાજ આદિ ઉપર પ્રકાશ નાખવામા આવ્યો છે બીજા ભાગમા ભારતીય સાહિત્ય, અર્થાત કોષ, વ્યાકરણ દર્શન ગણિત, જ્યોતિષ આયુર્વેદ, રાજનીતિ, અર્થશાસ્ત્ર શિલ્પ સગીત, ચિત્રકલા જેવા વિષયોની તત્કાલીન સ્થિતિ પર વિચાર કરવામા આવ્યો છે ત્રીજા ભાગમા તે સમયની શાસનપદ્ધતિ, ગ્રામપચાયતોનુ નિર્માણ અને તેના અધિકાર સૈનિક વ્યવસ્થા તથા ન્યાયાદિ પર પ્રકાશ નાખીને તે સમયની આર્થિક સ્થિતિ—કૃષિ વ્યાપાર, વ્યવસાય વ્યાપારમાર્ગ, આર્થિક સમૃદ્ધિ આદિ પર પણ થોડો વિચાર કરવામા આવ્યો છે ઉપર લખેલા વિષયમા લગભગ દરેક વિષય એટલો ગભીર તથા વિસ્તૃત છે કે તેના પર સ્વતત્ર ગ્રથો લખી શકાય ફક્ત ત્રણ વ્યાખ્યાનોમા આ બધાનો સમાવેશ સક્ષેપમા જ થઈ શકે

આ સમયની સસ્કૃતિ પર પ્રકાશ પાડવા માટે જે સામગ્રી મળે છે તે ઘણી નથી જેમા તત્કાલીન સસ્કૃતિનો સ્પષ્ટ ઉલ્લેખ હોય તેના વિશુદ્ધ ઇતિહાસના ગ્રથો ઘણી થાડી સખ્યામા મળી આવ છે.

આવા કેટલા ગ્રંથો લખાયા હશે તે કહી શકાય તેમ નથી અથવા કાલપ્રવાહના ચક્રમાં પડીને કેટલાયે નષ્ટ થઈ ગયા હશે છતાં પણ એ સમયના વિચારને માટે જુદા જુદા ગ્રંથોની સહાયતા મળી આવે છે આ સામગ્રીનો અહિં સંક્ષેપમાં ઉલ્લેખ કરું છું

સર્વપ્રથમ ચીનના યાત્રી હુએન્ત્સંગ અને ઇત્સિંગના યાત્રાવર્ણનોમાંથી તે સમયની ધાર્મિક, સામાજીક, રાજનૈતિક અને આર્થિક સ્થિતિનો સારો પરિચય મળે છે આ ઉપરાંત **અલ્‌મસુદી અલ્‌બેરુની**ના આરબના ભારતવિષયક ગ્રંથો પણ મહત્વના છે તે સમયના સંસ્કૃત પ્રાકૃત અને દ્રાવિડ ભાષાઓના કાવ્ય નાટકો, કથાઓ અને પુરાણોમાંથી પણ તત્કાલીન સામાજીક સભ્યતાના સંબંધમાં ઘણી વાતો મળી આવે છે પ્રાચીન શોધથી મળેલા **તામ્રપત્રો, શિલાલેખો, સિક્કાઓ, મુદ્રાઓ** પણ સહાય આપે છે **યાજ્ઞવલ્ક્ય, હારીત, વિષ્ણુ** પ્રભૃતિ સ્મૃતિઓ તથા વિજ્ઞાનેશ્વરકૃત યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની ટીકા મિતાક્ષરાથી પણ તે વખતની બધી પ્રજાની સ્થિતિ પર ઘણો પ્રકાશ પડે છે

આ પ્રાચીન સામગ્રી ઉપરાંત નવીન લેખકોની પણ સહાયતા લેવામાં આવી છે આમાંથી રમેશચન્દ્ર દત્ત વિરચિત 'A History of Civilization in Ancient India', સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરકૃત Vais'navism Saivism and other minor religious systems', વિનયકુમાર સરકાર નિર્મિત 'The Political Institutions and theories of the Hindus', રાધાકુમુદ મુકર્જીનો હર્ષ' કે એમ પનિક્કરનો Sri Hars'a of Kanoj', ચિ વિ વૈદ્યકૃત, 'History of Medieval India' એ મૅક્ડોનાલ્ડ કૃત, 'India's Past', નરેન્દ્રનાથ લૉ કૃત, 'Studies in Indian History and Culture',

હરવિલાસ સારડા રચિત, 'Hindu Superiority', જેન ગ્રીફીથ રચિત, 'The Paintings of Ajanta', લેડી હેરિંગ હમ કૃત, 'Ajanta Frescoes', એન. સી. મહેતાની 'Studies in Indian Painting', 'Imperial Gazetter of India', પ્રો. મેકડોનેલ્ડ અને કીથ કૃત, 'Vedic Index', અને આફ્રેક્ટનો 'Catalogus Catalogurum', ઇલીયટની 'History of India', મારી લખેલી 'भारतीय प्राचीन लिपिमाला', 'सोलकीयोंका प्राचीन इतिहास', 'राजपूतानेका इतिहास', અને 'नागरीप्रचारिणी पत्रिका', તથા 'Indian Antiquary', Epigraphia Indica', આદિ પત્રિકાઓ ખાસ ઉલ્લેખનીય છે

હિંદુસ્તાની એકેડમીને ફરીથી ધન્યવાદ આપતો હવે હું પ્રસ્તુત વિષય ઉપર મારા વિચારો શરૂ કરૂં છુ.



# સૂચીપત્ર

# ચિત્ર-સૂચી

# મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ

## પ્રથમ વ્યાખ્યાન

ધર્મ અને સમાજ

### બૌદ્ધધર્મ

ખ્રિ૦ સ૦ ૬૦૦ થી માંડીને ૧૨૦૦ સુધીમાં ભારતવર્ષમાં ત્રણ ધર્મો—વૈદિક, બૌદ્ધ, અને જૈન—ખાસ કરીને જોવામાં આવે છે. જો કે સાતમી સદીના પ્રારંભકાળમાં બૌદ્ધધર્મની અવનતિ થઇ રહી હતી, છતાં તેનો પ્રભાવ ઠીક ઠીક રહ્યો હતો આનો પુરાવો હુએન્ત્સંગના યાત્રાવિવરણ ઉપરથી મળી આવે છે. આથી પ્રથમ આપણે બૌદ્ધધર્મનું વિવેચન કરીયે

**બૌદ્ધધર્મની ઉત્પત્તિ અને તેનો પ્રચાર**

ભારતવર્ષનો પ્રાચીન ધર્મ વૈદિક હતો આ ધર્મમાં યજ્ઞ—યાગાદિની પ્રધાનતા હતી અને મોટા મોટા યજ્ઞોમાં પશુહિંસા પણ થતી માંસભક્ષણનો પ્રચાર વધી ગયો હતો જૈનો અને બૌદ્ધોના જીવદયા સબંધીના સિદ્ધાન્ત પહેલેથી જ જાણીતા હતા પણ તેનો લોકો પર વિશેષ પ્રભાવ ન હતો. શાક્યવંશી રાજકુમાર ગૌતમે (મહાત્મા બુદ્ધે)

બૌદ્ધધર્મનો પ્રચાર વધારવાનું બીડું ઝડપ્યું. તેમના ઉપદેશથી અનેક લોક બૌદ્ધધર્મ ગ્રહણ કરવા લાગ્યા. આમાંના ઘણાખરા રાજા, રાજવંશી, બ્રાહ્મણ, વૈશ્ય વિગેરે હતા. પ્રતિદિન આ ધર્મનો પ્રચાર વધતો ગયો અને મૌર્યવંશી **સમ્રાટ્ અશોકે** તેને રાજધર્મ બનાવીને પોતાની આજ્ઞાથી યજ્ઞાદિમાં પશુહિંસા રોકવાનો ઢંઢેરો પીટાવ્યો * અશોકના પ્રયત્નથી કેવળ ભારતવર્ષમાં નહિ પણ લંકા તથા ઉત્તર પશ્ચિમના પ્રદેશોમાં બૌદ્ધધર્મ વધારે પ્રસર્યો. આ પછી બૌદ્ધ સાધુઓ ('શ્રમણો') અને ભિખ્ખુઓના શ્રમથી ધીરે ધીરે તેનો પ્રચાર ટીબેટ, ચીન, મંચૂરિયા મંગોલીયા, જાપાન, કોરિયા, સીઆમ, બર્મા અને સાઇબીરિયાના કિરગિરી અને કલમુક ભાગોમા થયો.

**બૌદ્ધધર્મના સિદ્ધાન્તો**

અહિં બૌદ્ધધર્મના સિદ્ધાન્તોનું સંક્ષિપ્ત વિવેચન અપ્રાસંગિક નહિ ગણાય. બૌદ્ધધર્મ પ્રમાણે જીવન દુઃખમય છે. જીવન અને તેનાં સુખોની લાલસા દુઃખમૂલક છે. આ લાલસા નષ્ટ થવાથી દુ:ખનો નાશ થાય છે અને પવિત્ર જીવનથી આ લાલસા નષ્ટ થાય છે.

**મહાત્મા બુદ્ધના** શબ્દોમાં બૌદ્ધમત મધ્યમાર્ગ છે: એટલે કે ભોગવિલાસમાં પૂર્ણ આસક્તિ ન હોવી જોઇએ અને અનિદ્રા, અનાહાર, તપસ્યા જેવી કઠોર સાધનાઓથી આત્માને ક્લેશ પણ ન દેવો જોઇએ આ બન્ને માર્ગોની વચમાં રહીને ચાલવું જોઇએ સંસાર અને તેના સર્વ પદાર્થો અનિત્ય અને દુઃખમય છે. સર્વ દુ ખોનું મૂળ કારણ છે અવિદ્યા. આત્મનિરોધથીજ આત્માની ઉન્નતિ થઇ શકે છે કામ અને તૃષ્ણાનો સર્વાંશે પરિત્યાગ એટલે દુઃખનો નિરોધ આ તૃષ્ણાનો નાશ એ જ 'નિર્વાણ' આ નિર્વાણ જીવિત અવસ્થામાં પણ પ્રાપ્ત થઇ શકે છે મનુષ્ય પાંચ સ્કંધોનો બનેલો વિશેષ પ્રકારનો એક સંઘ છે, જેમાં વિજ્ઞાન સ્કંધની

* અશોકની ધર્મલિપિઓ; પહેલો શિલાલેખ

પ્રધાનતા છે. આ વિનાતરકંધને જ આપણે આપણી પરિભાષામાં આત્માનું સ્થાન આપી શકીયે. આ જ પાંચ સ્કંધોનો સંઘ કર્માનુસાર ભિન્નભિન્ન રૂપોમાં શરીર ધારણ કરે છે. આનું નામ પુનર્જન્મ. વિશેષ સાધનોના અનુષ્ઠાનથી આ સ્કંધોનો આપણા મૌલિક તત્વોમાં અંતર્ભાવ, તેને 'મહાનિર્વાણ' કહે છે. બૌદ્ધધર્મનો અગ્રલેખ છે : '**અહિંસા પરમો ધર્મઃ**' કોઇ પણ પ્રકારની હિંસા કરવી ભારે પાપ છે. પણ પાછળથી ભારતવર્ષની બહારના બૌદ્ધોએ આ સિદ્ધાન્તની તરફ યોગ્ય ધ્યાન ન આપ્યું. શીલ, સમાધિ અને પ્રજ્ઞયન જ ઉત્કૃષ્ટ પક્ષ છે. ઇશ્વરના વિષયમાં ઉદાસીનતા એ આ ધર્મની બીજી વિશેષતા છે. ઇશ્વરોપાસના સિવાય પણ મુક્તિ અથવા નિર્વાણ પામી શકાય છે. ત્રીજી વિશેષતામા તેઓ હિંદુધર્મના પ્રધાનભૂત અંગ વર્ણાશ્રમને નથી માનતા. તેમની દૃષ્ટિમાં બ્રાહ્મણ, શૂદ્ર, સર્વે સમાન સ્થાનના અધિકારી છે. મનુષ્યની પ્રતિષ્ઠા જન્મથી નહિ પણ કર્મથી પણ થવી જોઇયે. બૌદ્ધોમાં બુધ્ધ, સંઘ અને ધર્મ એ ત્રણ રત્નો મનાતાં.

**બૌદ્ધધર્મની અવનતિ**

અનેક રાજાઓના સંરક્ષણથી આ ધર્મ ઘણો જ વધ્યો. કાલાનુક્રમે બૌદ્ધ ભિક્ષુઓમાં મતભેદ પડવાથી જૂદા જૂદા સંપ્રદાયો ઉત્પન્ન થયા. આ ભેદોને દૂર કરવા માટે બૌદ્ધ ભિક્ષુઓની મહાસભાઓ થવા લાગી. ચીનના યાત્રી ઇત્સિંગના સમયમાં બૌદ્ધ-ધર્મના અઢાર ભેદ પડી ચૂક્યા હતા પાછળથી રાજ્યની સહાયતા તૂટી જવાથી જલદીથી બૌદ્ધધર્મની અવનતિ થવા લાગી અને હિંદુધર્મ જોરથી ઉન્નતિને માર્ગે આવવા લાગ્યો, કારણ કે તેને પણ રાજાઓની પૂરતી સહાયતા મળતી હતી.

**બૌદ્ધધર્મ ઉપર હિંદુ-**

ઉન્નતિશીલ હિંદુધર્મનો પ્રભાવ બૌદ્ધધર્મ પર ઘણો જ પડ્યો. ઘણા બૌદ્ધ ભિક્ષુઓ હિંદુધર્મની ઘણી વિશેષતાઓ ગ્રહણ કરવા લાગ્યા.

**ધર્મનો પ્રભાવ અને 'મહાયાન'ની ઉત્પત્તિ** આનું પરિણામ '**મહાયાન**' મતના સ્વરૂપમાં કુશનવંશી રાજા કનિષ્કના સમયમાં આવ્યું. શરૂઆતમાં બૌદ્ધધર્મ સન્યાસ-માર્ગ-પ્રધાન હતો. તેના પ્રમાણે જ્ઞાન અને ચાર આર્ય સત્યોની ભાવનાથી નિર્વાણ મળી શકે છે. બૌદ્ધધર્મમાં ઇશ્વરની સત્તા માનવામાં આવી ન હતી. આથી બુદ્ધ ભગવાનની હયાતિમાં ભક્તિ-દ્વારા પરમાત્માની પ્રાપ્તિનો ઉપદેશ ન અપાયો. મહાત્મા બુદ્ધના પછી બૌદ્ધ ભિક્ષુઓએ જોયું કે બધા માણુસો ગૃહસ્થધર્મ છોડીને સંન્યાસ-ધર્મ ગ્રહણ ન કરી શકે અને શુષ્ક અને નિરીશ્વર સંન્યાસમાર્ગ તેમની સમજમાં પણ ન આવે. આથી તેમણે ભક્તિમાર્ગનો આશરો લીધો. બુદ્ધ ભગવાનને જ ઉપાસ્યદેવ માન્યા, તેમની ભક્તિ કરવાનો નિશ્ચય કર્યો અને બુદ્ધની મૂર્તિઓ બનવા લાગી. છેવટે ૨૪ અતીત બુદ્ધ, ૨૪ વર્તમાન બુદ્ધ, અને ૨૪ ભાવી બુધ્ધોની કલ્પના ઉત્પન્ન થઇ આ ઉપગત બોધિસત્ત્વો અને બીજી અનેક તાન્ત્રિક દેવિઓની કલ્પનાઓ થવા લાગી અને તેમની મૂર્તિઓ બનવા લાગી. બૌદ્ધ ભિક્ષુઓએ ગૃહસ્થધર્મમા રહ્યા છતાં ભક્તિદ્વારા નિર્વાણપ્રાપ્તિનો સંભવ બતાવ્યો. આ ભક્તિમાર્ગ–મહાયાન–ઉપર હિંદુધર્મ અથવા ભગવદ્‌ગીતાનો ઘણો પ્રભાવ પડયો. ઉદાહરણ તરીકે:—

(૧) 'હીનયાન' સંપ્રદાયના ગ્રંથો પાલીમાં છે. 'મહાયાન'ના સંસ્કૃતમાં છે.

(૨) 'મહાયાન'માં ભક્તિમાર્ગની પ્રધાનતા છે.

(૩) 'હીનયાન'માં બુદ્ધ ભગવાન દેવતાના રૂપમાં પૂજાતા નહિ. પરંતુ 'મહાયાન'મા દેવતા મનાવા લાગ્યા; અને પૂજાયા.

ભારતમાં મહાયાન સંપ્રદાયનો પ્રચાર વધવા લાગ્યો. સાથે સાથે બૌદ્ધદર્શન પર પણ હિંદુદર્શનનો

**બૌદ્ધધર્મના પતનનું કારણ** પ્રભાવ ઘણો પડ્યો. નષ્ટ થતા બૌદ્ધધર્મ હિંદુધર્મ ઉપર ઊંડો પ્રભાવ પાડ્યા વિના ન રહ્યો. બુદ્ધને વિષ્ણુના નવમા અવતાર માનીને હિંદુઓએ બૌદ્ધ જનતાનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું. બન્ને ધર્મોમાં સમાનતા એટલી વધી ગઈ કે હિંદુ અને બૌદ્ધની દંતકથાઓના ભેદ કરવા કઠણ થયા. સ્વાભાવિક પરિણામ એ આવ્યુ કે બૌદ્ધધર્મને છોડીને લોકો વધારે સ્વતંત્રતાવાળા હિંદુધર્મમા ભળવા લાગ્યા. બૌદ્ધધર્મનો અહિંસાવાદ મનમોહક છતાં ક્રિયાત્મક ન રહ્યો. રાજાઓને યુધ્ધ કરવાં પડતાં, જનતા માંસાહાર છોડવાનુ પસંદ કરતી નહિ. હિંદુધર્મમાં આ બાધાઓ ન હતી. બ્રાહ્મણોદ્વારા બુધ્ધદેવ વિષ્ણુના અવતાર મનાવાથી ઘણા બુધ્ધભકતોની રુચિ હિંદુધર્મ તરફ ઢળી. ઘણા પ્રાચીન કાળથી ઇશ્વર ઉપર વિશ્વાસ રાખતી આવેલી આર્ય-જાતિને માટે ચિરકાલ સુધી અનીશ્વરવાદ માનવો કઠણ હતુ. બીજી બાજુ બૌધ્ધોનો વેદ પરનો અવિશ્વાસ હિંદુઓને ઘણો ખટકતો હતો. કુમારિલ અને અન્ય બ્રાહ્મણોએ બૌધ્ધોના આ બન્ને સિદ્ધાન્તોનુ ખંડન જોરથી શરૂ કર્યું. તેમનુ આંદોલન પ્રબળ હતુ, અને પરિણામ પણ વ્યાપક આવ્યુ. કુમારિલ પછી શંકરાચાર્યના આવવાથી આંદોલનને વેગ મળ્યો. શંકરદિગ્વિજયમા કુમારિલદ્વારા શંકરના મુખમા નીચેનો શ્લોક મૂકવામાં આવ્યો છે. આનાથી શંકરના આંદોલનની વ્યાપકતાનો ખ્યાલ આવશેઃ—

श्रुत्यर्थधर्मविमुखान् सुगतान् निहन्तुं
जातं गुहं भुवि भवन्तमहं नु जाने ॥

(અર્થ : વેદાર્થથી વિમુખ એવા બૌધ્ધોનો નાશ કરવાને આપ ગુહ (કાર્તિકેય)ના રૂપમા ઉત્પન્ન થયા છો એમ હું માનુ છુ)

બીજી બાજુ સ્થાનીય બ્રાહ્મણોએ પણ હિંદુધર્મના પ્રચારમા

ઘણી જ સહાયતા આપી. જ્યાં હિંદુધર્મને રાજ્યધર્મ બનાવવાથી બૌધ્ધધર્મની હાનિ થઈ ત્યાં પણ બૌદ્ધધર્મમાં ઘણી જ ત્રુટીઓ પેઠી ગઈ હતી. તેનો ઘણા જ પ્રસંગોમાં પલટાવવાનો ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે માત્ર નાની નાની બાબતોમાં મતભેદ થતા હતા. વળી બૌધ્ધ ભિક્ષુઓમાં બાહ્ય આડંબર જાગવાથી જનતાની શ્રધ્ધા તેમના ઉપરથી ઉઠવા લાગી પહેલાંની માફક બૌધ્ધ ભિક્ષુઓમાં સદાચાર અને મહાત્માનાં લક્ષણ ક્ષીણ થયા હતા તેમનામાં અધિકારલિપ્સા, ધનલિપ્સા વિગેરે દોષો આવવા લાગ્યા હતા મઠમાં અને વિહારોમાં તેઓ આરામ ભોગવતા જનતાના સુખદુ:ખની તેમને હવે કાંઈ પડી ન હતી. આ સઘળી બાબતોનુ પરિણામ બૌધ્ધધર્મ માટે ઘાતક નીવડ્યું. રાજ્યની સહાયતાથી જેટલા પ્રમાણમા બૌધ્ધધર્મ જોરથી વધતો હતો તેટલા જ પ્રમાણમા રાજ્યની સહાયતાના અભાવે અને ઉપર્યુક્ત કારણોથી પડ્યો

**બૌદ્ધધર્મના પતનનો ઐતિહાસિક ઘટનાક્રમ**

મૌર્યવંશના છેલ્લા નૃપ બૃહદ્રથના દેહાન્તની સાથેજ બૌધ્ધધર્મની અવનતિના પગરણ થયાં. બૃહદ્રથને મારીને તેનો શુંગવંશી સેનાપતિ પુષ્યમિત્ર મૌર્યસામ્રાજ્યનો સ્વામી બની બેઠો. તેણે વૈદિક ધર્મનો પક્ષ કર્યો અને બે અશ્વમેધ યજ્ઞો કર્યા બૌદ્ધ ગ્રંથોના પ્રમાણે તેણે બૌદ્ધો ઉપર અત્યાચાર કર્યાની વાત પણ મળે છે. સાચી રીતે બૌધ્ધધર્મની અવનતિ અહિંથી શરૂ થાય છે. એ જ કાળમા રાજપૂતાનાની મધ્યમિકા (નગરી)ના રાજા પારાશરીપુત્ર સર્વતાતે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો. તેવી જ રીતે દક્ષિણમા આંધ્રવંશી વેદિશ્રી શાતકર્ણીના સમયમા અશ્વમેધ, રાજસૂય, દશરાત્ર વિગેરે યજ્ઞો થયા બીજી બાજુ સમુદ્રગુપ્ત અને વાકાટકવંશીઓના સમયમા પણ અશ્વમેધ આદિ યજ્ઞો થયા હતા એમ તે વખતના શિલાલેખો ઉપરથી જણાય છે. આ પ્રકારે મૌર્યસામ્રાજ્યના અંતથી વૈદિક ધર્મની ઉન્નતિ થવા લાગી અને બૌધ્ધધર્મનો હ્રાસ થવા

લાગ્યો. ક્રમશઃ તેની અવનતિ થતી ગઈ. હુએન્ત્સંગની યાત્રાના વિવરણમાંથી મળી આવે છે કે તેના સમયમાં અર્થાત્ સાતમી શતાબ્દીના પૂર્વાર્દ્ધમાં વૈદિક ધર્માવલંબિઓની સંખ્યા વધતી જતી હતી અને બૌધ્ધધર્મની ઘટતી જતી હતી. બાણભટ્ટના કથનાનુસાર થાનેશ્વરના વૈસવંશી રાજા પ્રભાકરવર્દ્ધનના જ્યેષ્ઠ પુત્ર રાજ્યવર્દ્ધને પોતાના પિતાના દેહાંતથી રાજ્યસુખ છોડીને ભદંત ( બૌધ્ધ ભિક્ષુક ) થવાની ઇચ્છા પ્રકટ કરી અને તે જ વિચાર તેના નાના ભાઇ હર્ષનો હતો, જે કેટલાંક કારણોથી ફલીભૂત ન થવા પામ્યો. હર્ષ પણ બૌધ્ધધર્મમા ઘણી શ્રધ્ધા રાખતો. આ બાબતોથી નિશ્ચય થાય છે કે સાતમી શતાબ્દીમાં રાજ્યવંશીઓમાં પણ વૈદિક ધર્મના અનુયાયી હોવા છતાં, બૌધ્ધધર્મમાં સદ્ભાવ અવશ્ય હતો. વિ. સં. ૮૪૭ ( ઇ. સ. ૭૯૦ )ના શેરગઢ (કોટારાજ્ય )ના શિલાલેખથી જણાય છે કે નાગવંશી દેવદત્તે કોશવર્ધ્ધન પર્વતની પૂર્વમાં એક બૌધ્ધમંદિર અને મઠ બનાવરાવ્યાં. આનાથી અનુમાન થાય છે કે તે બૌધ્ધધર્માવલમ્બી હતો. ઇસવીસનની બારમી શતાબ્દી સુધી મગધ અને બંગાલથી માંડીને ભારતવર્ષના લગભગ સર્વે ભાગોમા બૌધ્ધધર્મ નષ્ટપ્રાય થઇ ગયો હતો અને વૈદિક ધર્મે તેનું સ્થાન લીધુ હતુ.

## જૈનધર્મ

**જૈનધર્મની ઉત્પત્તિ અને તે સમયનો હિંદુધર્મ**

જૈનધર્મ પણ બૌધ્ધધર્મની નજદિકના ભૂતકાળમાં ભારતવર્ષમાં પ્રાદુર્ભૂત થયો. મહાવીરનુ નિર્વાણ ગૌતમબુધ્ધની પૂર્વે થયુ હતુ. તે વખતના વૈદિક ધર્મના મુખ્ય સિધ્ધાન્તો નીચે પ્રમાણે હતા :

૧. વેદ ઇશ્વરીય જ્ઞાન છે.

૨. વૈદિક દેવતાઓ ( ઇન્દ્ર, વરુણ વિ૦ )ની પૂજા

૩. યજ્ઞોમાં પશુહિંસા
૪. વર્ણવ્યવસ્થા
૫. આશ્રમવ્યવસ્થા
૬. આત્મા અને પરમાત્માના સિધ્ધાન્તો
૭ કર્મફલ અને પુનર્જન્મના સિધ્ધાન્તો

મહાવીર અને બુધ્ધ બન્નેએ પહેલા પાંચ સિધ્ધાંતોનો અસ્વીકાર કર્યો. મહાવીરે કેવલ બે આશ્રમ—વાનપ્રસ્થ અને સન્યસ્ત—માન્યા; બુધ્ધે કેવલ સન્યસ્તાશ્રમ ઉપર જોર દીધું. પરમાત્માનો સ્વીકાર મહાવીરે ન કર્યો; બુધ્ધે પણ તેના પર વિચાર ન કર્યો. બૌધ્ધધર્મ વિષે ઉપર લખવામા આવ્યુ હોવાથી અહીં ફકત જૈનધર્મ અને તેની પ્રગતિ ઉપર થોડો પ્રકાશ નાખવાનો યત્ન કરીશ.

જૈનોના કહેવા પ્રમાણે મહાવીર ૨૪ મા તીર્થંકર હતા. તેમની પહેલા ૨૩ તીર્થંકર થઇ ગયા હતા. કદાચ આ કલ્પના બૌધ્ધોની ૨૪ બુધ્ધોની કલ્પનાનુ અનુકરણ હોય, અથવા બૌધ્ધોએ આ કલ્પના લીધી હોય. **મહાવીર** ક્ષત્રિય રાજા સિદ્ધાર્થના પુત્ર હતા. તેમનું જન્મસ્થાન **વૈશાલી**. ત્રીસ વર્ષની ઉમ્મરે તેમણે દીક્ષા લીધી અને બાર વર્ષ સુધી છુપાવેશમા રહીને કઠિણ તપસ્યા કરી. તેના પછી તેમણે પોતાના મતનો પ્રચાર કર્યો અને ૭૨ વર્ષની ઉમ્મરે નિર્વાણ પામ્યા.

## જૈનધર્મના મુખ્ય સિદ્ધાન્ત

જૈનધર્મના મુખ્ય સિધ્ધાન્તો આ પ્રમાણે છેઃ—જૈનધર્મમાં જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ, પુણ્ય, અને પાપઃ આ નવ તત્વો માને છે. જીવ છે અનાદિ અને અનંત. જીવ અથવા ચૈતન્ય આત્મા કર્મનો કર્તા અને ફલનો ભોક્તા છે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ—આ બધાં વ્યક્ત અને અવ્યક્ત રૂપથી ચૈતન્ય ગુણવાળાં છે. કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ ઉત્પત્તિના

મુખ્ય કારણો છે. આ પાંચ નિમિત્તોથી પરમાણુ (પુદ્‌ગલ) નિયમપૂર્વક અરસપરસ મળે છે. આનાથી જગતની પ્રવૃત્તિ થાય છે અને આ જ કર્મનું ફલ આપે છે. જીવની સાથે કર્મોનો સંયોગ હોવાથી તેના ભોગને માટે તે વારંવાર શરીર ધારણ કરે છે. જીવ સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચરિત્ર દ્વારા કર્મોના બંધનમાંથી છૂટીને પોતાના રૂપમાં બિરાજે છે. આ ત્રણ જૈનધર્મનાં રત્નો છે. મુક્તિનું મુખ્ય સાધન કેવળ જ્ઞાન છે. શરીર છોડ્યા પછી મુક્ત ચોસઠ હજાર યોજન લાંબી શિલા ઉપર ઊભો રહીને સદા પોતાના જ્ઞાનમાં લોકાલોક દેખતો આનંદમાં રહે છે. લોકસૃષ્ટિનો કર્તા ઈશ્વર છે તેમ જૈન માનતા નથી. તેમના મત પ્રમાણે આ સૃષ્ટિ અનાદિ અને અનંત છે. પ્રલય થવાના સમયે વૈતાઢ્ય પર્વતમાં બધા પ્રકારના જીવોના જોડા (pair) રહી જાય છે, તેનાથી ફરીથી સૃષ્ટિનો આરંભ થાય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ અને ક્રિયા રહિત અનીંદ્રિય, અવિનાશી, અનુપાધિ, અબંધ, અકલેશી, અમૂર્તિ, શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા એ જ નિશ્ચય દેવ છે. આનાથી જુદો કોઈ ઈશ્વર નથી. આત્મસ્વરૂપને યથાર્થ જાણવાવાળો માણસ ઈશ્વરપદ પ્રાપ્ત કરે છે. મનોગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિની સાથે પાંચ મહાવ્રત (અહિંસા, સત્યભાષણ, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ) તથા ક્ષમા, નિરભિમાનતા, તૃષ્ણાત્યાગ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચન અને બ્રહ્મચર્ય વગેરે શ્રમણધર્મોનો પાળનારો ગુરુ કહેવાય છે. દયા અને અહિંસા જૈનોનો મુખ્ય ધર્મ છે. તેઓ વેદોને નથી માનતા. તેમનામાં વ્રત, ઉપવાસ અને તપસ્યાનું વધારે મહત્ત્વ ગણાય છે. જૈની કેટલાક દેવી દેવતાઓમાં પણ માને છે. અનશનવ્રતથી પ્રાણ છોડનારા ઘણા સાધુઓનાં ઉદાહરણ મળી આવે છે. *

---

* જગમંદિરલાલ જૈની કૃત, 'આઉટ લાઈન્સ ઑફ જૈનિઝમ્', પૃષ્ઠ ૭-૧૧

## બૌદ્ધ અને જૈનધર્મમાં જુદાપણું

બૌદ્ધ અને જૈનધર્મોની ઘણી સમાનતાઓ જોઈને કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ મત બાંધ્યો છે કે આ ધર્મો એક જ સ્રોતમાંથી નીકળ્યા અને બુદ્ધ મહાવીરના શિષ્ય હતા પરંતુ આવા બન્ને મતો કટાયા વસ્તુત આ સાચુ નથી બન્ને ધર્મો ભિન્નભિન્ન છે અશોકના એક ધમ-સ્તમ્ભમા નિર્ગ્રંથો (જૈનો) અને આજીવિકોને બદલે ધર્મ-મહામાત્રોને નિયુક્ત કરવાનો ઉલ્લેખ મળી આવે છે બુદ્ધ ભગવાન ગૃહસ્થાશ્રમ છોડીને આવા સાધુઓની સાથે રહ્યા હતા આ સાધુઓ તપોમય જીવન ગાળતા હતા કદાચ આ જૈન હોય અને આમના સગમા જ રહીને બુદ્ધ ભગવાને પોતાના ધર્મમા કેટલીક વાતોનો સમાવેશ કર્યો હોય

## જૈનધર્મના સમ્પ્રદાય

બૌદ્ધની માફક જૈનધર્મના પણ બે મુખ્ય વિભાગો પડી ગયા છે **દિગંબર** અને **શ્વેતાંબર** દિગંબર સાધુ નગ્ન રહે છે અને શ્વેતાંબર સફેદ અથવા પીળુ કપડુ પહેરે છે આ બન્ને શાખાઓના સિદ્ધાંતમા વિશેષ મતભેદ નથી દિગંબર સ્ત્રીના મોક્ષમા માનતા નથી પણ શ્વેતાંબર માને છે દિગંબર તીર્થંકરોની પ્રતિમા પૂજે છે, પરંતુ શ્વેતાંબરોની માફક પુષ્પ, ધૂપ અને વસ્ત્રાભૂષણથી નહિ તેઓ કહે છે કે તીર્થંકર વીત-રાગ હતા, અને તેમને રાગવાળી સામગ્રીથી સરાગી બનાવવા એ મહાપાપ છે આ ભેદ ક્યારે થયો તે સાધનમા નિશ્ચિત રૂપમા ક્યાં જણાતુ નથી

## જૈનધર્મનો અધિક પ્રચાર શાથી ન થયો?

બૌદ્ધધર્મની સરખામણીમા જૈનધર્મનો પ્રાદુર્ભાવ પહેલા થયો છતા તેનો પ્રચાર બૌદ્ધધર્મના જેટલો ન થયો આનં કારણો ઘણા છે.

બૌધ્ધમતના સિધ્ધાંત તરત જ પ્રાકૃતભાષામાં લખાયા, જ્યારે જૈન-સિધ્ધાંત દીર્ઘકાળ સુધી ગ્રંથરૂપમાં પરિણામ ન પામ્યા. એવું મનાય છે કે ઇસવી સનની પાંચમી શતાબ્દિના મધ્ય ભાગમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીની ધર્મપરિષદમાં ધર્મગ્રંથોને લિપિબધ્ધ કરાવ્યા. બૌધ્ધ ભિક્ષુઓનું જીવન જૈન સાધુઓના કરતાં વધુ સરળ અને ઓછું કઠણ અને તપશ્ચર્યાવાળું રહેતું. આનાથી લોકોનું આ પણ બૌધ્ધમતની તરફ વધારે થયું. વળી જૈનધર્મને રાજધર્મ બનાવીને પ્રચાર કરનાર રાજાઓ પણ થોડા હતા. બૌધ્ધધર્મનો પ્રચાર કરનાર અશોક અને કનિષ્ક જેવા રાજાઓ મળ્યા. ફક્ત કલિંગના રાજા ખારવેલે (જે ઇ. સ. ની બીજી શતાબ્દીની આસપાસ થયો) જૈનધર્મને સ્વીકાર્યો અને તેની કેટલીક ઉન્નતિ કરી. આથી જૈનધર્મનો પ્રચાર ધીરે ધીરે થયો.*

## જૈનધર્મની ઉન્નતિ અને અવનતિ

ઉપર બતાવેલા સમયમાં જૈનધર્મનો પ્રચાર આંધ્ર, તામિલ, કર્ણાટક, રજપૂતાના, ગુજરાત, માળવા તથા બિહાર અને ઓરીસાના કેટલાક ભાગમાં થયો. દક્ષિણમાં જ જૈનોએ વધારે પ્રચાર કર્યો. આ પ્રચારકો સંસ્કૃત ભાષાનો ઉપયોગ વધારે ભાગે કરતા, તેથી તામિલ આંધ્ર આદિ ભાષાઓમાં સંસ્કૃતના ઘણા શબ્દો પેસી ગયા. જૈનોએ ત્યાં પાઠશાળાઓ પણ ખોલી. અત્યારે પણ બાળકોને વર્ણમાળા શીખવાડતી વખતે પ્રથમ ત્યાં ‘ओम नम सिद्धम्’ શીખવાય છે. આ જૈનોનો નમસ્કારવિધિ છે. દક્ષિણમાં કેટલાક રાજાઓએ જૈનધર્મને આશ્રય આપ્યો. તામિલ પ્રદેશમાં પાંડય અને ચોલ રાજાઓએ જૈનગુરુઓને દાન આપ્યાં અને તેમને માટે મઠોની પાસે

* સી. વી. વૈદ્ય કૃત "હીસ્ટ્રી ઑફ મિડિએવલ ઇન્ડિયા" આવૃત્તિ ૩ જી પૃષ્ઠ ૪૭૫-૬

મંદિર અને મઠ બનાવ્યા ધીરે ધીરે જૈનોમાં મૂર્તિપૂજાનો પ્રચાર વધવા લાગ્યો અને તીર્થંકરની મૂર્તિઓ બનવા લાગી ઉપર બતાવેલા કારણથી આ ધર્મની અવનતિ શરૂ થઇ ગઇ

શૈવમતના પ્રચારકોએ ત્યાં જૈનધર્મને ઘણો ધક્કો પહોંચાડ્યો જેઓ પછીથી જૈન બની ગયેલા એવા ચોલ રાજાઓએ જૈનધર્મને ઉપાડી લેવાના ઘણા પ્રયત્નો કર્યા રાજરાજ ચોલે મદુરાના મંદિરમાં પણ નવ સાધુઓની પ્રતિમાઓ સ્થાપી કર્ણાટકના પહેલા ચાલુક્યોએ જૈનધર્મને ઘણી મદદ આપી હતી અને દક્ષિણના રાષ્ટ્રકૂટોના સમયમાં (ઇ સ ૮૦૦-૧૦૦૦) જૈનધર્મ ઉન્નતિ પર હતો પાછળના ચાલુક્ય રાજાઓએ (ઇ સ ૧૦૦૦-૧૨૦૦) શૈવધર્મ સ્વીકાર્યો અને જૈનધર્મને ઉખાડવા પ્રયત્નો કર્યા જૈન પ્રતિમાઓને ઠેકાણે પૌરાણિક દેવતાઓની પ્રતિમાઓ રાખવામાં આવી તુંગભદ્રાની આસપાસના કર્ણાટક પ્રદેશમાં ગંગવંશી રાજાઓ જૈન હતા અગિયારમી શતાબ્દીની શરૂઆતમાં ચોલ રાજાઓએ ગંગવંશી રાજાઓને હરાવ્યા ધીરે ધીરે હોયસલ રાજાઓએ ગંગવાડિ પર અધિકાર જમાવ્યો આ પણ પહેલાં તો જૈન હતા પણ રામાનુજે વિષ્ણુવર્ધનને વૈષ્ણવ બનાવી મૈસુરમાં વૈષ્ણવધર્મનો પ્રચાર શરૂ કરી દીધો આ પ્રમાણે દક્ષિણમાં જૈનધર્મ ક્રમશ ક્ષીણ થતો ગયો આ અવનતિના મુખ્ય કારણો શૈવ મતનો પ્રચાર અને ત્યાંના રાજાઓના જૈન ઉપરના અત્યાચારો પણ છે ઓરીસામાં પણ શૈવમતે જૈન મતને ઉખાડ્યો ત્યાંના રાજાઓએ પણ જૈનધર્મ પર અત્યાચાર કરીને તેને નષ્ટ કરી નાખ્યો *

જ્યારે દક્ષિણમાં ધર્મની ક્ષતિ થવા લાગી ત્યારે પશ્ચિમમાં તે વધીને સમૃદ્ધિ પામવા લાગ્યો રાજપૂતાના, માળવા અને ગુજરાતમાં

* સી વી વૈદ્ય 'હીસ્ટ્રી ઑફ મીડિઇવલ ઇન્ડિયા' ભા ૩ પૃ ૪૦૬-૧૦

આ ધર્મ ઘણો વધવા લાગ્યો; જો કે આ પ્રદેશના રાજાઓ પણ શૈવ હતા. જૈન આચાર્ય હેમચંદ્ર ધર્મની આ વૃદ્ધિના મુખ્ય કારણરૂપ હતા. હેમચંદ્ર ગુજરાતમાં એક શ્વેતાંબર વૈશ્યને ત્યાં ઇ. સ. ૧૦૮૪માં જન્મ્યા. ભણી-ગણીને તેઓ અનહિલવાડાના જૈન ઉપાશ્રયના આચાર્ય બન્યા. તે સંસ્કૃત અને પ્રાકૃતના મોટા વિદ્વાન હતા. તેમણે દ્વાશ્રયમહાકાવ્ય, દેશીનામમાલા, સંસ્કૃત અને પ્રાકૃતનાં વ્યાકરણો વિગેરે અનેક ગ્રંથો લખ્યા. ગુજરાતના રાજા જયસિંહ (સિદ્ધરાજ) અને કુમારપાલ ઉપર તેમનો અજબ પ્રભાવ હતો. કુમારપાલે જૈનધર્મ સ્વીકારી, તેની ઉન્નતિ માટે ઘણા પ્રયત્નો કર્યા. આખી ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, રાજપૂતાના અને માલવામાં જૈનધર્મનો ઘણો પ્રચાર થયો.×

આ પ્રદેશોની બહાર ભારતમાં જૈનધર્મનો પ્રચાર નહિ જેવો થયો. પાછળથી મારવાડી વહેપારીઓએ જૈન-મંદિર જરૂર બનાવ્યાં છે, પરંતુ તેના અનુયાયીઓ ઘણા જ થોડા રહી ગયા છે.

## બ્રાહ્મણધર્મ

### પ્રાચીન બ્રાહ્મણધર્મ

ભારતવર્ષમાં ઘણા પ્રાચીન કાળથી વૈદિક ધર્મ પ્રચલિત હતો. ઈશ્વરની ઉપાસના, યજ્ઞ તથા વર્ણવ્યવસ્થા આદિ આનાં મુખ્ય અંગો હતાં. યજ્ઞમાં પશુ-હિંસા પણ થતી. ઈશ્વરની ઉપાસના આના ભિન્ન ભિન્ન નામોને અનુસાર ભિન્નભિન્ન રૂપમાં થતી. લગભગ આખા ભારતવર્ષમાં વૈદિકધર્મનો પ્રચાર હતો. બૌદ્ધધર્મની ઉન્નતિના સમયમાં તેને રાજાની સહાયતા મળવાથી હિંદુધર્મનો પ્રચાર ધીરે ધીરે ઘટ્યો.

× સી. વી. વૈદ્ય કૃતઃ "હીસ્ટ્રી ઓફ મીડિઈવલ ઇન્ડિયાઃ આ. ૩જી પૃ. ૯૧૧

જૈનધર્મે પણ કેટલીક હાનિ કરી. બૌદ્ધ અને જૈનધર્મોની ઉન્નતિના સમયમાં વૈદિક અથવા હિંદુધર્મ ક્ષીણ થયો, પરંતુ નષ્ટ ન થયો. જેવી બૌદ્ધધર્મની ક્ષતિ થવા લાગી, તેજ વખતે હિંદુધર્મે ઘણા જ વેગથી ઉન્નતિ શરૂ કરી અને તે ઘણો જ વિકસિત તથા પલ્લવિત થવા લાગ્યો

## બ્રાહ્મણધર્મમાં મૂર્તિપૂજાનો પ્રચાર

બૌદ્ધધર્મમાંથી હિંદુધર્માવલંબીઓ ઘણી વાતો શીખ્યા ઉપાસ્ય દેવોની પૂજા કરવા માટે મૂર્તિઓની કલ્પના થવા લાગી મૂર્તિપૂજા ક્યારથી પ્રચલિત થઈ તે ન કહી શકાય પ્રથમ ઈ સ પૂર્વે ૨૦૦ના નગરીના શિલાલેખમાં સંકર્ષણ અને વાસુદેવની મૂર્તિપૂજા કરવા માટે મંદિર બનાવવાનો ઉલ્લેખ મળે છે મૂર્તિપૂજાનો આ પ્રાચીન દાખલો છે. આનાથી ખબર પડે છે કે મૂર્તિપૂજા આથી પણ પહેલાં પ્રચલિત થઈ ચૂકી હતી જેમ જેમ હિંદુધર્મનો પ્રચાર વધતો ગયો, તેમ તેમ તેમાં ભિન્નભિન્ન આચાર્યોએ ધાર્મિક સંપ્રદાય બનાવવા શરૂ કર્યાં પહેલાં આપણે વૈષ્ણવ સંપ્રદાય ઉપર વિચાર કરીશું

## વૈષ્ણવ-સંપ્રદાયનો ઉદ્ભવ

ભગવદ્ગીતાના વિરાટ રૂપના વર્ણનને મનમાં રાખી સાત્વતો (યાદવો)એ વાસુદેવની ભક્તિના પ્રચાર માટે તેમની ઉપાસના શરૂ કરી આ ઉપાસના સાત્વત અથવા ભાગવત સંપ્રદાયના નામે પ્રસિદ્ધ થઈ લોકોમાં કર્મકાંડ અને યોગ યજ્ઞોથી ઘૃણા ઉત્પન્ન થઈ ગઈ હતી આથી તેમણે આ ભક્તિમાર્ગને પસંદ કર્યો ભક્તિમાર્ગના પ્રચાર સાથે વિષ્ણુની મૂર્તિઓ પણ બનવા લાગી આનો કાળ અનિશ્ચિત છે પરંતુ નગરીના ઉપર જણાવેલા ઈ સ પૂર્વેના ૨૦૦ ના શિલાલેખમાં તેનું ઉદાહરણ મળી આવે છે આના પહેલાં મૂર્તિનો ઉલ્લેખ શિલાલેખોમાં નથી મળતો છતાં ઈસવીસન પૂર્વેની ૪થી શતાબ્દિના લેખક મેગે

સ્થતીઝ મથુરાના શૂરસેની યાદવોના સંબંધમાં હેરિકિલસ (હરિકૃષ્ણ, વાસુદેવ)ની પૂજાનો ઉલ્લેખ કરે છે પાણિનીએ પણ પોતાના સૂત્રોમાં વાસુદેવ નામનો ઉલ્લેખ કર્યો છે તેની ટીકા ઉપર પતંજલિએ વાસુદેવને આરાધ્ય દેવતા કહ્યા છે. અનુમાન થાય છે કે પાણિનિના સમયમાં (ઈ સ પૂર્વે ૬૦૦ મા) પણ વાસુદેવની પૂજા પ્રચલિત હતી. તેથી જ ભાગવત સંપ્રદાય તથા મૂર્તિપૂજા તેથી પણ પ્રાચીન હશે.*

## વૈષ્ણવધર્મના સિદ્ધાન્તો અને તેનો પ્રચાર

વૈષ્ણવ સંપ્રદાયે વૈદિકધર્મના યજ્ઞ-યાગાદિ ન ત્યજ્યા આ સંપ્રદાયના લોકો પણ અશ્વમેધાદિ મોટા મોટા યજ્ઞો કરતા રહ્યા. તેમા પશુહિંસા થતી હતી પાછળથી બૌદ્ધધર્મના પ્રભાવથી વૈષ્ણવોએ અહિંસાને પ્રધાન માની ભાગવત સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ **પંચરાત્ર સંહિતા** છે આ સંપ્રદાયવાળા **અભિગમન** (મંદિરોમા જવું), **ઉપાદાન** (પૂજાની સામગ્રી એકઠી કરવી), **ઈજ્યા** (પૂજા), **સ્વાધ્યાય** (મંત્રપાઠ), અને યોગથી ભગવાનનો સાક્ષાત્કાર માને છે. વળી વૈષ્ણવોએ વિષ્ણુના ૨૪ અવતારો-બ્રહ્મા, નારદ, નર-નારાયણ, કપિલ, દત્તાત્રેય, યજ્ઞ, ઋષભદેવ, પૃથુ મત્સ્ય, કૂર્મ, ધન્વંતરી, મોહિની, નૃસિંહ, વામન, પરશુરામ વેદવ્યાસ, રામ, બલરામ, કૃષ્ણ, બુદ્ધ, કલ્કિ, હંસ અને હયગ્રીવ—ની કલ્પના કરી, જેમાથી દશ અવતાર—મત્સ્ય, કૂર્મ વારાહ નૃસિંહ, વામન, પરશુરામ રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ—મુખ્ય મનાયા બુદ્ધ અને ઋષભના નામોથી નિશ્ચિત છે કે બૌદ્ધ અને જૈનધર્મનો પ્રભાવ પડી ગયો હતો, અને આથી જ તેના પ્રવર્તક વિષ્ણુના અવતારોમા લેખાઇ ગયા સંભવ છે કે આ ચોવીસ અવતારોની કલ્પના પણ બૌદ્ધના ૨૪ બુદ્ધો અને જૈનોના

* "વૈષ્ણવિઝમ, શૈવીઝમ એન્ડ અધર માઇનોર રિલિજીઅસ સિસ્ટમ્સ" સર રામકૃષ્ણ ગો. ભાંડારકર પૃ. ૮-૧૦

૨૪ તીર્થંકરોની કલ્પનાના અનુકરણથી થઇ હોય વિષ્ણુનાં મંદિર ઇ સ ૧૪૦૦ થી માંડીને મુસ્લિમ યુગ સુધી જ નહિ, પણ હજુ સુધી બની રહ્યા જોવામાં આવે છે શિલાલેખો તામ્રપત્રો અને પ્રાચીન ગ્રંથોમાં વિષ્ણુ-પૂજકોના વર્ણનો મળી આવે છે દક્ષિણમાં ભાગવત સંપ્રદાયનો પ્રચાર નવમી શતાબ્દીની આસપાસ થયો અને ત્યાંના આલવાર ગાયકો કૃષ્ણના પરમ ભક્ત હતા પાછળથી આલવાર પણ રામના ભક્ત બનવા લાગ્યા આશ્ચર્યની વાત એ છે કે રામ વિષ્ણુના અવતાર હોવા છતા ૧૧મી શતાબ્દી સુધી તેમના મંદિર અથવા મૂર્તિઓ હોવાનો પત્તો નથી, અને કૃષ્ણની માફક રામની ભક્તિ પ્રાચીન કાળમાં હશે તે પણ મનાતુ નથી પાછળથી રામની પૂજા પણ થવા લાગી અને રામ-નવમી જેવા તહેવારો મનાવા લાગ્યા ×

## રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત સંપ્રદાય

શંકરાચાર્યના અદ્વૈતવાદથી ભક્તિ-માર્ગને મોટો ધક્કો લાગ્યો આત્મા અને બ્રહ્મમાં એકતા હોવાથી કોઇની ભક્તિની આવશ્યકતા ન રહી રામાનુજનો જન્મ ૧૦૧૬ ઇ સ માં થયો અને તેમણે ભક્તિવાદના પ્રચાર માટે અદ્વૈતવાદનું ખંડન કરવાનુ શરૂ કર્યું ૧ વખતે ચોલ રાજા ( જે શૈવ હતા ) એ રામાનુજની વૈષ્ણવધર્મમાં ભક્તિ જોઇને તેમને સતાવ્યા આથી તેઓ નાશીને દ્વારસમુદ્રના યાદવો પાસે ગયા અને ત્યાં જ પોતાના માર્ગની શરૂઆત કરી પછી મૈસુરના રાજા વિષ્ણુવર્ધનને વૈષ્ણવ બનાવીને તે દક્ષિણમાં પ્રચાર કરવા લાગ્યા તેમણે બતાવ્યુ કે ભક્તિમાર્ગને માટે જ્ઞાનયોગ અને કર્મયોગ બન્નેની આવશ્યકતા છે યજ્ઞ, વ્રત તીર્થયાત્રા, દાન, આદિથી આત્માની શુદ્ધિ થાય છે જ્ઞાનયોગ ભક્તિની તરફ લઈ જાય છે,

× રામકૃષ્ણ ભાંડારકર કૃત 'વૈષ્ણવિઝમ શૈવિઝમ એન્ડ અધર માઇનોર રીલીજીઅસ સીસ્ટમ્સ પૃ ૩૫ ૪૭

અને ભક્તિથી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે જીવાત્મા અને જગત્ બન્ને બ્રહ્મથી ભિન્ન હોવા છતા વસ્તુત ભિન્ન નથી સિદ્ધાતમા આ એકજ છે, પરતુ કાર્યરૂપમા એકમીજાથી ભિન્ન અને વિશિષ્ટ ગુણોથી યુક્ત છે આ સપ્રદાયના વિશેષ દાર્શનિક સિદ્ધાન્તોનું વિવેચન દર્શનના સબધમા થશે રામાનુજના આ સપ્રદાયનો પ્રચાર દક્ષિણમા વધારે પણ ઉત્તરમા ઓછો થયો *

## મધ્વાચાર્યનો સંપ્રદાય

અગીઆરમી સદી અને તેના પછીના વૈષ્ણવાચાર્યોનો મુખ્ય ઉદ્દેશ અદ્વૈતવાદને દૂર કરીને ભક્તિ સપ્રદાય સ્થાપન કરવાનો હતો જો કે રામાનુજે વિશિષ્ટાદ્વૈત મત સ્થાપીને શકરના અદ્વૈતનો પ્રભાવ નાશ કરવાનો પ્રયત્ન કર્યો છતા તેમા તેમને પૂર્ણ સફળતા ન મળી વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાન્તોથી બ્રહ્મ અને જીવનો પરસ્પર ભેદ સિધ્ધ ન થયો આથી બારમી શતાબ્દિના વૈષ્ણવાચાર્ય મધ્વાચાર્યને વિશિષ્ટાદ્વૈતનો સિદ્ધાન્ત સતોષ આપી ન શક્યો તેમણે પરમાત્મા આત્મા અને પ્રકૃતિ ત્રણેને જુદા માનીને પોતાના નામ ઉપરથી 'માધ્વ' સપ્રદાય સ્થાપ્યો આનો દાર્શનિક પરિચય દર્શનના પ્રકરણમા કરીશુ મધ્વાચાર્યનો જન્મ શક સવત્ ૧૧૧૯ (ઈ સ ૧૧૯૭)મા થયો તેમણે પણ વેદાન્ત-દર્શન અને ઉપનિષદોનુ પોતાના સિદ્ધાન્તોને અનુકૂલ ભાષ્ય કર્યુ કોઇ પણ પ્રામાણિક ગ્રથના આધાર વિના સફળતા મળવી કઠણ હોવાથી રામાયણમા વર્ણવેલા રામ અને સીતાની મૂર્તિઓની પૂજા પર તેમણે જોર આપ્યુ અને પોતાના શિષ્ય નરહરિતીર્થને જગન્નાથ (ઓરીસા)મ રામ અને સીતાની મૂર્તિઓ લાવવાને મોકલ્યા નરહરિતીર્થ સિવાય તેમના પ્રમુખ શિષ્ય પદ્મનાભતીર્થ માધવતીર્થ અને અક્ષોભ્યતીર્થ હતા મધ્વ સપ્રદાયવાળાઓ વૈરાગ્ય રામ નામના

* સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરનું 'વૈષ્ણવિઝમ શૈવિઝમ એન્ડ માઇનર રિલિજીઅસ સિસ્ટમ્સ' પૃ ૫૧-૫૭

ગતિ, ગુરુસેવા, ગુરુમુખથી અધ્યયન, પરમાત્મભક્તિ, પોતાથી મોટાઓમાં ભક્તિ, સમવયસ્કોમાં પ્રેમ અને પોતાથી નાનાઓ ઉપર દયા, યજ્ઞ, સંસ્કાર, બધાં કાર્યોનું હરિને સમર્પણ, ઉપાસના વિગેરે અનેક સાધનોથી મોક્ષની પ્રાપ્તિમાં માને છે. મધ્વના અનુયાયીઓ કપાળમાં બે સીધી રેખાઓ ખેચીને વચમાં એક કાળી રેખા રાખે છે અને વચમાં લાલ બિંદુ પણ કરે છે. તેમનાં વસ્ત્રો પર પણ ઘણીવાર શંખ, ચક્ર, ગદા આદિનાં ચિત્રો અંકિત હોય છે. આ સંપ્રદાયનો પ્રચાર દક્ષિણી કર્ણાટકમાં વધારે છે. મધ્વાચાર્યના પછી પણ વૈષ્ણવોમાં વલ્લભ આદિ સંપ્રદાયોનો ઉદય થયો, પરંતુ તે આપણા સમયના પછીના છે.×

## વિષ્ણુની મૂર્તિ

વિષ્ણુની મૂર્તિ પહેલાં ચતુર્ભુજ હતી કે દ્વિભુજ, તેનો નિશ્ચય નથી થઇ શકતો, કારણકે પાંચમી શતાબ્દિના પૂર્વમાં બનેલી તેમની કોઇ મૂર્તિ નથી મળી. બુદ્ધ અને સૂર્યની બધી મૂર્તિઓ દ્વિભુજ મળે છે અને કડફિસિસની પહેલી શતાબ્દિના સૈકા પર બળદની પાસે ઉભી રહેલી ત્રિશૂલધારી શિવની મૂર્તિ છે, જે બુદ્ધની સમાન દ્વિભુજ છે. જેવી રીતે હિંદુઓએ બુદ્ધાવતારની મૂર્તિને ચતુર્ભુજ બનાવી દીધી તેવીજ રીતે વિષ્ણુ અને શિવની મૂર્તિઓ પાછળથી ચતુર્ભુજ બની હોય તો આશ્ચર્ય નથી ભિન્નભિન્ન પ્રકારની મૂર્તિઓ બનાવવાના પ્રવાહમાં વિષ્ણુની ચૌદ અને ચોવીસ હાથવાળી મૂર્તિઓની કલ્પના પણ કરવામાં આવી અને તેમના હાથમાં અનેક આયુધો આપવામાં આવ્યાં. આવી પણ મૂર્તિઓ મળી આવી છે. વિષ્ણુની ત્રણ મૂર્તિઓ ત્રણ મુખવાળી પણ મળી છે. આમાં કિરીટ સાથે વિષ્ણુનાં ત્રણ મુખ બતાવ્યાં છે અથવા મધ્યમાં વિષ્ણુ અને બન્ને બાજુઓમાં અનુક્રમે

× આર. જી. ભાંડારકર કૃત: "વૈષ્ણવીઝમ, શૈવિઝમ એન્ડ અધર માઇનર રિલિજીઅસ સિસ્ટમ્સ" પૃ. ૫૭–૬૧

વરાહ અને નૃસિંહની મૂર્તિઓ બનાવવામાં આવી કદાચ આ મર્તિઓ શિવની ત્રિમર્તિનું અનુકરણ હોય

## શૈવ સંપ્રદાય

વિષ્ણુના જેવી શિવની ઉપાસના અને પૂજા પણ શરૂ થઇ અને તેમના ઉપાસક તેમને સૃષ્ટિના કર્તા, ધર્તા અને હર્તા માનવા લાગ્યા. આ સંપ્રદાયના ગ્રંથ 'આગમ' નામથી પ્રસિદ્ધ થયા આ મતના માનવાવાળા ભિન્નભિન્ન પ્રકારની શિવની મૂર્તિઓ બનાવી પૂજવા લાગ્યા તેઓ શિવની મૂર્તિસૂચક નાના સ્તંભની આકૃતિનુ ગોળ લિંગ અથવા ઉપરનો ભાગ ગોળ અને ચાર તરફ ચાર મુખ બનાવવા લાગ્યા ઉપરનો ભાગ વિશ્વ તથા બ્રહ્માંડનો સૂચક અને ચાર તરફના મુખોમાથી પૂર્વનો સૂર્યને, ઉત્તરનો બ્રહ્માને, પશ્ચિમનો વિષ્ણુને અને દક્ષિણનો રુદ્રને સૂચવતો કેટલીક એવી પણ મર્તિઓ મળી છે કે જેની ચારે બાજુએ મુખ નથી, પણ ચારે બાજુ દેવતાઓની મૂર્તિઓ હોય છે. કેટલીક એવી પણ મર્તિઓ મળી છે કે જેના ઉપર ચાર મુખ છે અને નીચે તેમના સૂચક દેવતાઓની ઉભી મૂર્તિઓ છે આ મૂર્તિઓ દેખીને અનુમાન થાય છે કે તેના બનાવનારાનુ મતવ્ય એ હશે કે જગતના નિમાતા શિવ અને આ ચાર દેવતાઓ તેમના નામના ભિન્નભિન્ન રૂપ છે શિવની વિશાલકાય ત્રિમૂર્તિ પણ કોઈ સ્થળે મળી આવે છે તેમને ૭ હાથ હોય છે, જટાની માથે ત્રણ માથા અને ત્રણ મુખ હોય છે આમાથી એક રુદ્રનુ હોય છે, જે શિવના ૩૬ નામનુ સૂચક છે તેમના મધ્યના બે હાથોમાથી એકમા બીજોરુ તથા બીજામા માલા, અને જમણી તરફના જમણા બે હાથમાથી એકમા સાપ અને બીજામા ખપ્પર, અને ડાબી તરફના બે હાથમાથી એકમા પાત્રો ફ્ડ અને બીજામા ઢાલ અથવા કાચની આકૃતિનો કોઇ નાનો ગોળ પદાર્થ હોય છે. ત્રિમૂર્તિ વેદી ઉપર દીવાલ સાથે રાખેલી હોય છે અને તેમા છાતીથી નીચેનો ભાગ હોય છે. ત્રિમૂર્તિની

સામે ભૂમિ ઉપર મોટે ભાગે શિવલિંગ હોય છે આવી ત્રિમૂર્તિઓ મુંબઈથી છ માઇલ દૂર ધારાપુરી (Elephanta) નામના ટાપૂમા, ચિતોડના કિલ્લામા, સિરોહી રાજ્ય જેવા બીજા સ્થાનોમાથી મળી આવે છે. આ બધામા પ્રાચીન ધારાપુરીવાળી મૂર્તિ છે શિવના તાડવનૃત્યની પાષાણુ અથવા ધાતુની મૂર્તિઓ પણ કેટલીક જગાથી મળી આવી છે

## શૈવ સંપ્રદાયની ભિન્નભિન્ન શાખાઓ અને તેમના સિદ્ધાંત

શૈવ સપ્રદાયનુ સામાન્ય નામ **પાશુપત સંપ્રદાય** હતું પાછળથી તેમા લકુલીશ સપ્રદાય ઉભો થયો આની ઉત્પત્તિ વિષે ઇ સ ૯૭૧ ના શિલાલેખમા લખ્યુ છે કે પહેલા ભરતમા વિષ્ણુએ ભૃગુ મુનિને શાપ દીધો અને ભૃગુએ શિવની આરાધના કરી તેમને પ્રસન્ન કર્યા આથી તમની સામે હાથમા 'લકુટ' (દંડો)વાળા શિવનો કાયાવતાર થયો હાથમા લકુટ હોવાથી તે કહેવાયા લકુલીશ (લકુલીશ અથવા નકુલીશ) અને જે સ્થાનમા તેમનો અવતાર થયો તે કાયાવતાર (કારવાન્, બરોડા રાજ્યમા) કહેવાયા, અને તે લકુલીશોનુ મુખ્ય સ્થાન બન્યુ લકુલીશની ઘણી મૂર્તિઓ રાજપૂતાના, ગુજરાત, કાઠિયાવાડ, દક્ષિણ (મૈસુર સુધી), બગાળ અને ઓરીસામા મળી આવે છે આનાથી ખબર પડે છે કે આ સપ્રદાય આખા ભારતવર્ષમા ફેલાયો હતો આ મૂર્તિઓના શિર ઉપર ઘણી વાર જૈન મૂર્તિઓના જેવા કેશ હોય છે, તે બે હાથવાળી હોય છે જમણા હાથમા અને ડાબામા લકુટ આ મૂર્તિ પદ્માસનમા હોય છે લકુલીશનુ ઉર્ધ્વરેતા થવાનુ ચિહ્ન (ઉર્ધ્વલિંગ) મૂર્તિમા બનાવ્યુ હોય છે

લકુલીશના ચાર શિષ્યો (કુશિક, ગર્ગ, મિત્ર અને કારૂષ્ય)ના નામ લિંગપુરાણમા (૨૪-૧૩૧) મા મળે છે તેમના નામથી ચાર શૈવ ઉપસપ્રદાયો ઉભા થયા હાથમા લકુલીશ સપ્રદાયને

માનનારાઓ કોઈ નથી અને સાધારણ માણસોમાંથી જોગ-જ આ નામ પા ઃ જાણનારા મઠો પાશુપાત સંપ્રદાયવાળા મહાદેવને જ સૃષ્ટિના કર્તા ધર્તા અને હર્તા માને છે યોગાભ્યાસ અને ભસ્મસ્નાનને તેઓ જરૂરી માને છે અને મોક્ષને માને છે તેઓ ૭ પ્રકારની ક્રિયાઓ કરે છે હાસ ગાન નર્તન હુડુક્કાર (મધ્યની માફક અવાજ કરવા) સાષ્ટાંગ પ્રણિપાત અને જપક્રિયા આ ઉપરાંત બીજી અનેક ક્રિયાઓ આ લોકો કરે છે શૈવ સંપ્રદાયવાળાનો વિશ્વાસ હોય છે કે પોતાના કર્માનુસાર શિવ ફળ આપે છે પશુ અથવા ક્ષેત્રજ્ઞ પર નિત્ય અને અણુમાત્ર છે જ્યારે તે પાશમાંથી (માયાના એક સ્વરૂપ માંથી) છૂટી જાય છે ત્યારે તે પણ શિવ થઈ જાય છે પણ મહાશિવની માફક સ્વતંત્ર નથી થતો કર્મ અને પાશ માયા છે જપ અને યોગસાધનને તેઓ માને છે શૈવના બીજા બે સંપ્રદાયો **કાપાલિક અને કાલામુખ**ના અનુયાયીઓ શિવના ભૈરવ અને રૂદ્ર સ્વરૂપોની ઉપાસના કરે છે આ બન્નેમાં વિશેષ ભેદ નથી આમના ૭ મુખ્ય ચિહ્ન છે, માળા ભૂષણ કુંડળ રત્ન ભસ્મ અને ઉપવીત આમનો વિશ્વાસ હોય છે કે આ ક્રિયાઓથી મનુષ્ય જન્મ-મરણના ચક્રમાંથી છૂટી જાય છે

આ સંપ્રદાયને માનવાવાળા માણસની ખોપરીમાં ખાય છે, સ્મશાનની રાખથી શરીર ચોળે છે એક દંડો અને દારૂનો પ્યાલો પાસે રાખે છે અને પાત્રસ્થિત દેવતાની પૂજા કરે છે આ બાબતોને તેઓ ઇહલોક અને પરલોકમાં ઇચ્છાપૂર્તિનું સાધન માને છે '**શંકર દિગ્વિજય**' માં **માધવે** શંકરને એક કાપાલિક મળ્યાનો ઉલ્લેખ કર્યો છે '**हर्षचरित**' માં **बाणे** પણ એક ભૈરવ કાપાલિક આચાર્યનું વર્ણન કર્યું છે '**मालति माधव**' માં **भवभूतिए** પણ એજ રીતની માળા પહેરેલી કપાલકુંડલા નામની સ્ત્રીનું વર્ણન કર્યું છે આ બન્ને સંપ્રદાયોના સાધુઓનું જીવન નકું ભયંકર હતું આ સંપ્રદાયના

અનુયાયીઓ સાધુઓ હતા હાલમા આ સપ્રદાયના અનુયાયીઓ ભાગ્યેજ કોઇ હોય

કાશ્મીરમા પણ શૈવધર્મનો પ્રચાર વિશુદ્ધ રૂપમા હતો **वसुगुप्ते स्पंदशास्त्र'** નામનો આ સપ્રદાય માટે ગ્રથ લખ્યો, તેની ટીકા તેના શિષ્ય કલ્લટે અવન્તિવર્મા ( ૮૫૮ ૯ સ ) ના સમયમા **'स्पन्दकारिका'** ના નામથી કરી પરમાત્મા મનુષ્યોના કર્મોની અપેક્ષા વિના પોતાનીજ ઇચ્છાથી કોઇ પણ સામગ્રી વિના સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે આ તેમનો મુખ્ય સિદ્ધાન્ત હતો

કાશ્મીરમા સોમાનંદે દશમી સદીમા શૈવ સપ્રદાયની એક શાખા **–પ્રત્યભિજ્ઞા સંપ્રદાય–**નો પ્રચાર કર્યા તમણે **'शिवदृष्टि'** નામનો ગ્રથ લખ્યો. આ અને પહેલી શાખામા ખાસ ભેદ નથી

જ્યારે આંધ્ર તામિલ, અને પૂરના પ્રદેશોમા વૈષ્ણવધર્મ અહિંસા વગેરેથી શૈવધર્મનો વિરોધ કરતો હતો, તે જ અરસામા કર્નાટકમા એક નવીન શૈવ સપ્રદાયનો જન્મ થયો કાનડી ભાષાના **'वसव पुराण'** મા મળી આવે છે કે બસવ નામના બ્રાહ્મણે જૈનધર્મને નષ્ટ કરવાની ઇચ્છાથી લિંગાયત ( વીર શૈવ ) મત ચલાવ્યો તેના ગુણો જોઇને વિજ્જલે તેને પોતાનો મત્રી બનાવ્યો અને તે જગમો ( લિંગાયત સપ્રદાયના ધર્મોપદેશકો )ને માટે ઘણો ખરચ કરવા લાગ્યો ડૉક્ટર ફ્લીટના કહેવા પ્રમાણે એકાન્ત આ સપ્રદાયનો પ્રવર્તક હતો, બસવ તો માત્ર તેનો ઉત્તમ પ્રચારક હતો તે જૈનોનો શત્રુ હતો અને તેમની મૂર્તિઓ નખાવી દેતો આ સપ્રદાયમા અહિંસાને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ હતુ આમા હિંદુસમાજના પ્રધાન અંગ વર્ણ-વ્યવસ્થાને કાઇ સ્થાન ન મળ્યુ અને ન તો સન્યાસ અથવા તપને મુખ્ય માન્યા સમત જણાવ્યુ કે દરેક પ્રાણીએ, અરે જગમે પણ પોતાના શ્રમની કમાણી ખાવી જોઇએ, ભિખ માગીને નહિ તેણે સદાચાર

તરફ પણ બૌદ્ધ અને જૈનની સરખામણીમાં થોડુ ધ્યાન ન આપ્યું. લકિન આ સપ્રદાયની વિશેષતા હતી લિંગનુ ચિહ્ન આ સપ્રદાયનું ઉત્તમ ચિહ્ન છે આ સપ્રદાયવાળા ગળામા ચાદીની ડબીમાં શિવલિંગ રાખે છે તેઓ માને છે કે શિવે પોતાના તત્ત્વને લિંગ અને અંગમા વિભક્ત કર્યું. વિશિષ્ટાદ્વૈતની સાથે આ સંપ્રદાયની કેટલીક સમાનતા છે આ સંપ્રદાય વૈદિક મતની ઘણી બાબતોથી ભિન્ન છે યજ્ઞોપવીતને બદલે તેમનામાં દીક્ષાસસ્કાર થાય છે. ગાયત્રી મત્રને ઠેકાણે તેઓ '**ॐ नम : शिवाय**' ભણે છે અને યજ્ઞોપવીતને બદલે ગળામાં લિંગ લટકાવે છે.

### દક્ષિણમાં શૈવ સપ્રદાયનો પ્રચાર

તામિલ દેશમા પણ શૈવ સપ્રદાયનો મારો પ્રચાર થયો આ શૈવ બૌધ્ધ અને જૈનના શત્રુ હતા. ભિન્નભિન્ન સમયમા લખાયેલા તેમના ધાર્મિક સાહિત્યમા અગીઆર સંગ્રહ છે. બધાથી પ્રતિષ્ઠિત લેખક થયા તિરુઆનસબધ, જેમની મૂર્તિ તામિલના શૈવમદિરોમા પૂજાને માટે રાખવામા આવે છે. પોતાના ગ્રથમા તામિલ કવિ અને દાર્શનિક તેમના નામથી મગલાચરણ શરૂ કરે છે કાચીપુરના શૈવ મદિરના શિલાલેખથી ખબર પડે છે કે છઠ્ઠી સદીમા શૈવધર્મનો પ્રચાર દક્ષિણમા થયો હોય. પલ્લવ શાસક રાજસિંહે (જે કદાચ ૫૫૦ ઈ. સ ની આસપાસ થયા) રાજસિંહેશ્વરનુ મદિર બનાવ્યુ. એટલુ નક્કી છે કે તેમના દાર્શનિક સિદ્ધાત વિકસિત હતા, કારણ કે રાજસિંહના શૈવ સિધ્ધાન્તોમા નિપુણ થવાનો ઉલ્લેખ શિલાલેખમા મળી આવે છે. પરતુ તે કોણ હતા તેની ખબર નથી.*

### બ્રહ્માની મૂર્તિ

બ્રહ્મા સૃષ્ટિના ઉત્પાદક, યજ્ઞોના પ્રવર્તક, અને વિષ્ણુના અવતાર

---

* સર રા. ગો. ભાડારકર કૃત 'વૈષ્ણવિઝમ, શૈવિઝમ એન્ડ અદર માઇનર રિલિજીઅસ સિસ્ટમ્સ' પૃ ૧૧૫–૧૪૨

મનાય છે બ્રહ્માની મૂર્તિ ચતુર્મુખ હોય છે, જે દીવાલમાં હોય છે, તેના ત્રણજ મુખ દેખાય છે, અને પરિક્રમાવાળી મૂર્તિના ચારે મુખ દેખાય છે

આવી ચાર મુખવાળી મૂર્તિઓ થોડી દેખવામાં આવી છે બ્રહ્માના ઘણા મંદિર હાલમાં છે, જેમાં પુષ્કર મુખ્ય છે બ્રહ્માના એક હાથમાં સુરવાર છે જે યજ્ઞતાનુ સૂચક છે ઘણી મળી આવેલા શિવ-પાર્વતીના વિવાહસૂચક મૂર્તિ-સંપ્રદાયોમાં બ્રહ્મા પુરોહિત બન્યા છે આશ્ચર્યની વાત એ છે કે જેવી રીતે વિષ્ણુ અને શિવના અનેક સંપ્રદાયો મળે છે તે પ્રમાણે બ્રહ્માના સંપ્રદાયો નથી મળતા મૂર્તિ-કલ્પનામાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એકજ પરમાત્માના રૂપ મનાયા છે બ્રહ્માની કેટલીક મૂર્તિઓ એવી મળી છે કે જેની ઉપરની એક કિનાર ઉપર શિવ અને બીજી પર વિષ્ણુની નાની નાની મૂર્તિઓ જોવામાં આવે છે તેજ પ્રમાણે વિષ્ણુની મૂર્તિમાં બન્ને બાજુએ શિવ અને બ્રહ્મા, અને શિવની મૂર્તિમાં બન્ને બાજુએ વિષ્ણુ અને બ્રહ્મા હોય છે આથી સ્પષ્ટ થાય છે કે આ ત્રણે દેવતા એકજ પરમાત્મા અથવા ઈશ્વરના ભિન્નભિન્ન રૂપ મનાતા ભક્તોએ પોત-પોતાની રુચિ માફક ગમે તેની ઉપાસના પ્રચલિત કરી પાછળથી તેમની સ્ત્રીઓવાળી મૂર્તિઓ બનવા લાગી અને શિવ-પાર્વતીની મૂર્તિ સિવાય શિવની 'અર્ધનારીશ્વર' મૂર્તિ પણ મળે છે તે પ્રમાણે સમ્મિલિત મૂર્તિઓ પણ મળે છે શિવ અને વિષ્ણુની સમ્મિલિત મૂર્તિને હરિહર અને ત્રણેની સમ્મિલિત મૂર્તિને હરિહર પિતામહ કહે છે

### ત્રિદેવ-પૂજા

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણ મુખ્ય દેવ મનાતા હતા અઢાર પુરાણો પણ આ ત્રણ દેવતાઓના સંબંધમાં છે વિષ્ણુ, નારદીય, ભાગવત, ગરુડ પદ્મ અને વરાહપુરાણ વિષ્ણુના સંબંધમાં, મત્સ્ય, કૂર્મ લિંગ, વાયુ, સ્કંદ અને અગ્નિપુરાણ શિવના સંબંધમાં,

અને બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મપુરાણ બ્રહ્માના સંબંધમાં લખાયાં છે

### શક્તિપૂજા

કેવળ પરમાત્માના ભિન્નભિન્ન નામોને દેવતા માનીને જુદી જુદી ઉપાસના શરૂ થઈ એટલું જ નહિ પણ ઈશ્વરની ભિન્નભિન્ન શક્તિઓ અને દેવતાઓની પત્નીઓની કલ્પનાથી પણ જુદી જુદી પૂજાઓ થવા લાગી પ્રાચીન સાહિત્યમાં આવી દેવીઓના ઘણાં નામ મળે છે **બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી** અને **ઐંદ્રી** આ સાત શક્તિઓને **માતૃકા** કહે છે કેટલીક ભયંકર અને ૨૬ શક્તિઓની કલ્પના કરવામાં આવી તેમનામાંના કેટલાક નામ આ રહ્યાં **કાલી, કરાલી, કાપાલી, ચામુંડા** અને **ચંડી** આનો સંબંધ કાપાલિક અને કાલામુખોની સાથે છે કેટલીક એવી શક્તિઓની કલ્પના પણ થઈ જે વિષય-વિલાસ તરફ દોરી જાય તેવી છે આ દેવીઓ **આનંદ-ભૈરવી, ત્રિપુરસુંદરી** અને **લલિતા** આદિ છે તેમના ઉપાસકોના મતાનુસાર પ્રમાણે શિવ અને ત્રિપુરસુંદરીના યોગથી સંસાર બન્યો છે નાગરી વર્ણમાળાના પ્રથમ અક્ષર '**अ**'થી શિવ અને અંતિમ અક્ષર '**ह**'થી ત્રિપુરસુંદરી મનાય છે આથી બન્નેનો યોગ '**अहं**' કામકલાનો સૂચક છે *

### કૌલમત

ભૈરવીચક્ર શાક્તોનું એક મુખ્ય મંતવ્ય છે આમાં સ્ત્રીના ગુહ્ય ભાગના ચિત્રની પૂજા થાય છે શાક્તોમાં બે ભેદ છે **કૌલિક** અને **સમયિન** કૌલિકોમાં બે ભેદ છે પ્રાચીન કૌલિક યોનિના ચિત્રની અને બીજા વાસ્તવિક યોનિની પૂજા કરે છે પૂજા વખતે તેઓ

* સર રા ગો ભાંડારકર કૃત વૈષ્ણવિઝમ શૈવિઝમ એન્ડ અધર માઇનર રિલિજ્યસ સિસ્ટમ્સ ' પૃ ૧૪૨-૪૮

( કૌલિક ) મદ્ય, માંસ, મીન આદિનું ભક્ષણ કરે છે. સમયિન આ ક્રિયાઓથી દૂર રહે છે. કેટલાક બ્રાહ્મણ પણ કૌલિકોના સિદ્ધાન્તો માને છે આ ભૈરવી ચક્રના વખતે વર્ણભેદ નથી મનાતો.* નવમી શતાબ્દિની આસપાસ થયેલા કવિ રાજશેખરે ' कर्पूरमंजरी ' નામના નાટકમાં ભૈરવાનંદના મુખથી કૌલમતનું વર્ણન આ શબ્દોમાં કરાવ્યું છેઃ

मंताण तंताण ण किं पि जाणे
झाणं च णो किं पि गुरुप्पसाओ ।
मज्जं पिआमो महिलं रमामो मोक्खं च जामो
कुलमग्गलग्गा ॥ २२ ॥

अवि अ

रंडा चंडा दिक्खिआ धम्मदारा मज्जं मंसं पिज्जए
खज्जए अ ।
भिक्खा भोज्जं चम्मखंडं च सेज्जा कोलो धम्मो
कस्स णो भाइ रम्मो ॥ २३ ॥×

( અર્થ—હું મંત્ર તંત્રાદિ કશું નથી માનતો. ગુરુકૃપાથી કાંઈ જ્ઞાન પણ નથી થતું. અમે તો મદ્યપાન કરીએ અને સ્ત્રીગમન કરીએ અને કુલમાર્ગનું પાલન કરતા મોક્ષ પામીએ છીએ. ૨૨

વળી—

કુલટાઓને દીક્ષિત કરીને અમે ધર્મપત્ની બનાવીએ છીએ. અમે મદ્ય પીએ અને માંસ ખાઈએ છીએ ભિક્ષાન્નજ અમારું ભોજન અને ચર્મખંડ શય્યા છે. આવો કૌલધર્મ કોને રમણીય ન લાગે? ૨૩ )

* સર રા. ગો. ભાંડારકર કૃત : "વૈષ્ણવિઝમ, શૈવિઝમ એન્ડ અધર માઈનર રિલિજીઅસ સિસ્ટમ્સ" પૃ. ૧૪૬-૧૪૭

× ' कर्पूरमंजरी ' પ્રથમ જવનિકાંતર, હાર્વર્ડ સંસ્કરણ; પૃ. ૨૪-૨૫

ગણેશ—પૂજા

આ બધી દેવિઓ સિવાય ગણેશની પૂજા પણ આપણા સમયના પહેલા શરૂ થઇ ચૂકી હતી ગણેશ અથવા વિનાયક રૂદ્રના ગણોના નેતા હતા યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા ગણેશ અને તેમની માતા અંબિકાની પૂજાનુ વર્ણન મળે છે ચોથી શતાબ્દિની પૂર્વની કોઇ ગણપતિની મૂર્તિ નથી મળી, અને તે સમયના શિલાલેખોમા તેમનો ઉલ્લેખ પણ મળતો નથી ઇલોરાની ગુફાઓમા કેટલીક દેવિઓની મૂર્તિની સાથે ગણપતિની મૂર્તિ પણ છે ઇ સ ૮૬૨ના ઘટિયાલાના સ્તંભમા શ્રીગણેશની ચાર મૂર્તિઓ બની છે ગણેશના મુખની સૂંઢની કલ્પના કોણ જાણે ક્યારથી શરૂ થઇ છે '**मालती–माधव**'મા પણ ગણેશની સૂંઢનુ વર્ણન છે ગાણપત્યોની પણ ઘણી શાખાઓ થઇ ગઇ અન્ય દેવોની માફક ગણપતિની પૂજા પણ હજુ સુધી થાય છે * મહારાષ્ટ્રમા ગણપતિ પૂજાનો ઉત્સવ વિશેષ રૂપમા મનાય છે

સ્કંદપૂજા

સ્કંદ અથવા કાર્તિકેયની પૂજા પણ પ્રાચીન કાળમા થતી હતી સ્કંદ શિવના પુત્ર મનાતા રામાયણમા તેમને ગંગાના પુત્ર તરીકે વર્ણવ્યા છે તેમના સંબંધમા ઘણી દંતકથાઓ પ્રચલિત છે સ્કંદ દેવતાઓના સેનાપતિ મનાય છે પતંજલિએ મહાભાષ્યમા શિવ અને સ્કંદની મૂર્તિઓનો ઉલ્લેખ કર્યો છે કનિષ્કના સિક્કાઓ પર સ્કંદ મહાસેન આદિ કુમારોના નામ મળે છે ઇ સ ૪૦૪ મા ધ્રુવશર્માએ બિલસદમા સ્વામી મહાસેનના મંદિરમા પ્રતોલી બનાવી હતી હેમાદ્રિના વ્રતખંડમા સ્કંદની પૂજાનુ વર્ણન મળે છે આ પૂજા આજ સુધી પ્રચલિત છે ×

---

* સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર કૃત 'વૈષ્ણવિઝમ, શૈવિઝમ એન્ડ અધર માઇનર રિલિજીયસ સિસ્ટમ્સ પૃ૦ ૧૪૭–૧૫૦

\+ " " પૃ૦ ૧૫૦–૧૫૧

આ લોકો પોતાની ઉત્પત્તિ બ્રાહ્મણકન્યા અને સૂર્યથી થયેલી માનતા હતા અને સૂર્યની પૂજા કરતા હતા અલબેરુની લખે છે કે "ભારતના તમામ સૂર્યમંદિરોના પૂજારી ઈરાનના મગ હોય છે" રાજપૂતાનામાં આને મેરક અને ભોજક કહે છે સૂર્યના હજારો મંદિરો બન્યાં અને હજુ પણ કેટલાંક વિદ્યમાન છે આમાં સૌથી વિશાળ અને સારી કારીગરીવાળું મગેમગમગનું મંદિર સિરોહી રાજ્યના વરમાણ ગામમાં છે આ મંદિર પ્રાચીન છે અને તેના સ્તંભો ઉપર નવમી તથા દશમી સદીના લેખો ખોદેલા છે, જેમાં તે મંદિરને આપવામાં આવેલાં દાનોનો ઉલ્લેખ છે જેમ શિવમંદિરમાં પોઠીયો અને વિષ્ણુમંદિરમાં ગરુડ વાહનો હોય છે તેમ સૂર્યની સામે ચાતુરસ્ત્ર સ્તંભ ઉપર ખીલી પર ઘૂમતું તેમના વાહનરૂપ એક કમળાકૃતિ ચક્ર હોય છે આવાં ચક્રો હજુ પણ કેટલાંક મંદિરોમાં મળી આવે છે આ રથને ખેંચનારા સાત ઘોડાઓની કલ્પના કરવામાં આવી છે, આથી સૂર્યને 'सप्ताश्व' અથવા 'सप्तसप्ति' કહે છે કેટલીક મૂર્તિઓમાં સૂર્યની નીચે સાત ઘોડા પણ બનાવ્યા હોય છે એક નરમંદિરના મદારના ગામમાં સાત ઘોડાની એવી પણ મૂર્તિ જોવામાં આવી છે, જેનો નીચેનો ભાગ સૂર્યનારાયણ સૂર્યનો અને ઉપરનો ભાગ બ્રહ્મા, વિષ્ણુ અને શિવનો છે

---

अग्राह्यं च द्विजातिभ्यः कर्म देवलमिदं मया ॥२८॥

मगाय समर्पयन्तु त्वं पुरमेतच्छुभं द्विजाः ॥२९॥

नम्याभिचारो देवान्ते देवतानां च पूजने ॥ ३० ॥
भविष्यपुराण, ब्राह्मपर्व अध्याय ॥१३९॥

પાટણ (ઝાલરાપાટણ-રાજ)ના પદ્મનાભ નામના વિષ્ણુમંદિર (જે અનુમાન પ્રમાણે દશમી શતાબ્દિમાં બનેલું હશે)ના પાછલા ભાગમાં એવી મૂર્તિ છે જેમાં બ્રહ્મા, વિષ્ણુ અને સૂર્ય ત્રણેનું મિશ્રણ છે, જે તેમના ભિન્ન ભિન્ન આયુધોથી ઓળખાઈ આવે છે

સૂર્યનાં મંદિરોમાં સૌથી જૂનું મંદસોરનું સૂર્યમંદિર છે તે ઇ. સ. ૪૩૭ માં બન્યું હતું, એવું તેના શિલાલેખથી જણાય છે મુલતાનના સૂર્યમંદિરનો ઉલ્લેખ હુએન્ત્સંગે કર્યો છે અને ચાલી અલબેરૂનીએ પણ આ મંદિર અગીઆરમી સદીમાં જોયેલું હર્ષના એક તામ્રપત્રમાં તેમના પૂર્વજ પ્રભાકરવર્દ્ધન, રાજ્યવર્દ્ધન, અને આદિત્યવર્દ્ધનનો પરમ સૂર્યભક્ત હોવાનો ઉલ્લેખ છે સૂર્યના પુત્ર રેવંતની પણ ઘોડા પર બેઠેલી મૂર્તિઓ મળે છે તે ઘોડાના અધિષ્ઠાતા દેવતા મનાય છે અને તેમના પગમાં પણ સૂર્યની માફક બુટ જોવામાં આવે છે *

## અન્ય દેવતાઓની મૂર્તિઓ

આ પ્રમાણે આઠ દિક્પાલો (ઇન્દ્ર, અગ્નિ, યમ, નૈરૃત, વરૂણ, મરુત, કુબેર તથા ઇશ-શિવ)ની મૂર્તિઓ હતી આ મૂર્તિઓ મંદિરમાં પૂજાતી હતી અને ઘણાં મંદિરોમાં પોતાની દિશાઓના ક્રમમાં મળી આવે છે આઠ દિક્પાલોની કલ્પના પણ પ્રાચીન છે પતંજલિએ પોતાના મહાભાષ્યમાં ધનપતિ (કુબેર)ના મંદિરમાં મૃદંગ, શંખ તથા તૂણવ (વાંસળી)નો બજાવવાનો ઉલ્લેખ મળી આવે છે ×

હિંદુઓમાં જ્યારે મૂર્તિઓની કલ્પનાનો પ્રવાહ ચાલ્યો ત્યારે દેવતાઓની મૂર્તિઓ તો શું પણ ગ્રહ, નક્ષત્ર, પ્રાન મણ્યાન્હ સાય

* સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરકૃત "વૈષ્ણવિઝમ, શૈવિઝમ એન્ડ અધર માઇનર રીલીજીયસ સિસ્ટમ્સ પૃષ્ઠ ૧૫૧-૫૫

× પાણિનિનું સૂત્ર ૨-૨-૩૪, તેના પરનું પતંજલિનું ભાષ્ય

આદિ સમયવિભાગ, શસ્ત્રો, નદીઓ, કવિ આદિ પુરુષોની પણ મૂર્તિઓ બનાવવામાં આવી પાછળથી ભિન્ન ભિન્ન દેવતાઓના ઉપાસક હિંદુઓમાં ભેદભાવ અથવા દ્વેષ ન રહ્યો. તામ્રપત્રાદિથી જણાય છે કે એક રાજા પરમ વૈષ્ણવ હતો, પણ તેના પુત્રાદિ પરમ માહેશ્વર અથવા ભગવતીના ભક્ત હતા છેવટે હિંદુઓમા પાચ મુખ્ય ઉપાસ્ય દેવો રહી ગયા, સૂર્ય, વિષ્ણુ, દેવી, રુદ્ર અને શિવ આને સામાન્ય ભાષામા પચાયતન કહેવાય છે શિવ, વિષ્ણુ આદિના પચાયતન મંદિરો પણ મળે છે અને ઘરોમા પણ તેમની પૂજા થાય છે જે દેવતાનુ મદિર હોય તે દેવતાનુ સ્થાન મધ્યમા અને બીજા ચાર દેવતાની મૂર્તિઓ ચાર ખુણાઓમા હોય છે

## હિંદુધર્મનાં સામાન્ય અંગ

હિંદુધર્મના અનેક સપ્રદાયોના ઉપર વિચાર કર્યા પછી તેનાં કેટલાક સામાન્ય અગો પર વિચાર કરવો આવશ્યક છે. હિંદુઓનો પ્રમાણભૂત ગ્રથ વેદ છે આપણા નિર્દિષ્ટ કાળમા પણ વેદ ભણાતો, પણ વેદોની પ્રધાનતા ન રહી અલબરૂની લખે છે "બ્રાહ્મણો વેદોનો અર્થ સમજ્યા વિના જ કઠસ્થ કરી લે છે અને ઘણા જ થોડા તેના અર્થ સમજવાની કોશિશ કરે છે બ્રાહ્મણ ક્ષત્રિયોને વેદ ભણાવે છે, વૈશ્યો અને શૂદ્રોને નહિ "* વૈશ્યોએ પહેલા બૌદ્ધ બનીને વેદનો અભ્યાસ છોડી દીધો હતો, ત્યારથી તેમનો સબધ વેદથી છૂટી ગયો. અલબરૂની લખે છે કે વેદ લખાતા નહિ, ફક્ત યાદ કરાતા. આથી ઘણુ જ વૈદિક સાહિત્ય નાશ પામ્યુ × વેદોની જગ્યાએ પુરાણોનો પ્રચાર થવા લાગ્યો અને પૌરાણિક સસ્કારોનુ પ્રચલન વધતુ ગયુ શ્રાદ્ધ અને તર્પણની પ્રથા ઘણી જ વધી ગઇ યજ્ઞોનો પ્રચાર ઓછો

---

* અલબેરૂનીઝ ઇન્ડિયા, સાચૂકત અનુવાદ, ભા ૧ લો પૃ ૧૨૮

× " " " પૃ ૧૨૫

વિદ્વાનોમાં મતભેદ ઘણો છે. કોઇ માને છે તેમને દક્ષિણી અને કોઇ ઉત્તર ભારતના નિવાસી. આ વિવાદની આપણને જરૂર નથી. તેમણે વેદોના પ્રચાર માટે ઘણો પ્રયત્ન કર્યો અને બતલાવ્યું કે વેદ ઇશ્વરીય જ્ઞાન છે. તે વખતની અહિંસાની લહેરની વિરુદ્ધ કર્મકાંડને પુનરુજ્જીવિત કરવાનો યત્ન કર્યો. યજ્ઞોમાં પશુહિંસાની તેમણે પુષ્ટિ કરી. કર્મકાંડને માટે યજ્ઞ અને તેમા પશુહિંસા આવશ્યક હતી. તે બૌદ્ધ ભિક્ષુઓના વૈરાગ્યવાદ–સંન્યાસાશ્રમની–વિરુદ્ધ પણ હતા. તે વખતની પ્રતિકૂલ અવસ્થાઓમા પણ કુમારિલે પોતાના સિદ્ધાંતો પ્રચાર્યા, જો કે તેમાં ઘણી કઠિણાઇયો વેઠવી પડી તે વખતે અહિંસા અને વૈરાગ્યનો પ્રચાર હતો. બ્રાહ્મણો પણ પ્રાચીન અગ્નિહોત્ર અને યજ્ઞોને છોડીને પૌરાણિક દેવી–દેવતાઓનો પ્રચાર કરી રહ્યા હતા આવી અવસ્થામાં તેમના સિદ્ધાંત લોકપ્રિય ન થયા, તેથી તેમની મારફત વેદોનો પ્રચાર વ્યાપક રૂપમાં ન થયો ×

## શંકરાચાર્ય અને તેમના સિદ્ધાંત

કુમારિલ પછી થોડા વખતમા શંકરાચાર્ય કેરલ પ્રાન્તના કાલરી ગામમા ઈ સ ૭૮૮ મા જન્મ્યા ઘણીજ નાની ઉમરમાં તેમણે ગ્રંથ ભણી લીધા અને એક મોટા દાર્શનિક વિદ્વાન બન્યા બૌદ્ધો અને જૈનોના નાસ્તિકવાદને નષ્ટ કરવાને તે ઇચ્છતા, પણ તે જાણતા હતા કે કુમારિલ ભટ્ટની માફક ઘણી વાતોમા જનતાની વિરુદ્ધ થવાથી કાંઇ ન વળે તેમણે જ્ઞાનકાંડનો અને અહિંસાના સિદ્ધાન્તોનો આશરો લીધો અને વેદોનો પ્રચાર કર્યો, અને સન્યાસ માર્ગને આગળ પડતી પ્રધાનતા આપી બ્રહ્મના અસ્તિત્વનો સ્વીકાર કરવા છતાં તેમણે દેવી–દેવતાઓની પૂજાનો વિરોધ પણ ન કર્યો. જેઓ બૌદ્ધોના વિજ્ઞાનવાદથી વિશેષ ભેદ ન ધરાવતા તેવા અને બૌદ્ધો પણ તેમના

---

× ચિ૦ વિ૦ વૈદ્ય કૃત. "હિસ્ટ્રી ઑફ મિડિવલ ઇન્ડિયા :" પૃ. ૨૦૬–૧૨. આ. ૨.

માયાવાદ અને અદ્વૈતવાદથી તેમની તરફ આકર્ષાયા. આથી જ તે ' પ્રચ્છન્ન બૌદ્ધ " કહેવાય છે. તેમણે ઉપરનાં મંતવ્યો માનીને વેદોમાં ઇશ્વરીય જ્ઞાન હોવાનો ઘણા વેગથી પ્રચાર કર્યો.

તેમના દાર્શનિક વિચારો અને કાર્યનું વર્ણન દર્શનના પ્રકરણમાં થશે તેમણે પોતાના વિચારો અને સિદ્ધાન્તોનો પ્રચાર લગભગ આખા ભારતવર્ષમાં ફરીફરીને કર્યો અને જાતજાતના મતાવલંબિઓને શાસ્ત્રાર્થ કરીને પરાસ્ત કર્યા. તેમણે વિચાર્યું કે પોતાના સિદ્ધાન્તોનો સ્થાયી રૂપમાં પ્રચાર કરવા માટે સ્થિર સંસ્થાઓની જરૂર છે આથી ભારતવર્ષની ચારે દિશાઓમાં તેમણે એક એક મઠ સ્થાપ્યો દક્ષિણમાં શૃંગેરી મઠ છે, પશ્ચિમમા દ્વારકામા, પૂર્વમા પુરીમા, અને ઉત્તરમાં બદરિકાશ્રમમા. આ મઠો હજુ સુધી ચાલે છે. તેમના પ્રયત્નોથી બૌદ્ધોનો ઘણો હ્રાસ થયો બત્રીશ વર્ષની ઉમરે શંકરાચાર્ય બદરિકાશ્રમમાં દેહાંત પામ્યા. આટલી નાની ઉમરમા પણ તેમણે એટલુ મોટ્ કાર્ય કરી બતાવ્યુ કે હિંદુઓએ તેમને જગદ્‌ગુરૂની ઉપાધિ આપીને સંમાન કર્યું.*

## ધાર્મિક સ્થિતિનું સિંહાવલોકન

સર્વ ધર્મોના વિવેચન બાદ તે સમયની ધાર્મિક સ્થિતિનુ સિંહાવલોકન કરવુ અનુચિત નહિ જ ગણાય જો કે આપણા નિર્દિષ્ટ કાળમા, તત સમયના ધર્મો હયાત હતા અને તેમા કોઇ કોઇ વાર મતભેદ થતો, છતાં ધાર્મિક અસહિષ્ણુતાનો ભાવ નથી જોવામા આવતો હિંદુધર્મના વિભિન્ન શાખાઓમા પરસ્પર ભિન્નતા હોવા છતા તેમા એકતાની વાત દેખાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવની પરસ્પર પૂજાની એકતાના પરિણામમા પંચાયતન પૂજા પ્રચલિત થઇ. આનાથી બધા સંપ્રદાયોમા એકતાનો

* ચિ૦ વિ૦ વૈદ્ય કૃત : "હિસ્ટ્રી ઑફ મિડિવલ ઇન્ડિયા :" પૃ. ૨૧૩-૧૭—ભા. ૨.

ભાવ જાગ્યો. દરેક માણસ પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ પણ દેવ પૂજી શકતો. કનોજના પ્રતિહાર રાજાઓમાં એક વૈષ્ણવ હતો, બીજો શૈવ, ત્રીજો ભગવતીનો ઉપાસક, તો ચોથો વળી આદિત્યભક્ત. આ ધાર્મિક સહિષ્ણુતા કેવળ હિંદુધર્મમાં પરિમિત ન થઈ, પણ બૌદ્ધ અને બ્રાહ્મણધર્મમાં પણ પરસ્પર સહિષ્ણુતા આવી હતી. કનોજના ગાહડવાલવંશી પરમ શૈવ ગોવિંદચંદ્રે સે બૌદ્ધ ભિક્ષુઓને વિહાર માટે ૭ ગામો આપ્યાં. બૌદ્ધ રાજા મદનપાલે પોતાની સ્ત્રીને મહાભારત સંભળાવનાર બ્રાહ્મણને એક ગામ આપ્યું. ધ્યાન દેવા જેવી વાત છે કે આપણા સમયમાં હિંદુ અને બૌદ્ધમાંથી પહેલાનું વૈમનસ્ય નષ્ટ થયું, અને પરસ્પર વિવાહ પણ થવા લાગ્યા હતા. પરમ શૈવ ગોવિંદચંદ્રની સ્ત્રી બૌદ્ધ હતી. જૈન અને હિંદુ પણ પરસ્પર વિવાહ સંબંધ કરતા હતા, જે આજ સુધી પણ થશે અને પ્રચલિત છે. એવાં ઘણાં ઉદાહરણો મળે છે કે પિતા બૌદ્ધ હોય અને પુત્ર વૈષ્ણવ, અથવા પિતા હિંદુ તો પુત્ર બૌદ્ધ. બન્ને ધર્મો એટલી સમીપ આવી ગયા હતા અને પરસ્પર સમાનતાઓ એટલી બધી વધી ગઈ હતી કે તેમની દંતકથાઓમાં ભેદ કરવો ભારે પડે. જૈનો અને બૌદ્ધોના પ્રવર્તક પણ હિંદુઓના અવતાર મનાયા. જૈનધર્મ, બૌદ્ધધર્મ અને હિંદુધર્મની ૨૪ તીર્થંકરો, ૨૪ બુદ્ધો અને ૨૪ અવતારોની કલ્પનામાં ઘણી સમાનતા છે. આપણા સમયમાં ત્રણે ધર્મોની હસ્તી હતી. બ્રાહ્મણધર્મ વધારે પ્રધાન હતો. બુદ્ધધર્મ મૃતપ્રાય થઈ ચૂક્યો હતો. જૈનધર્મ પરિમિત ક્ષેત્રમાં રહી ગયો હતો. હિંદુધર્મમાં પણ શૈવમતનો પ્રચાર વધારે હતો. પાછળના સમયમાંના ઘણા રાજાઓ શૈવ પણ હતા.

## ભારતમાં ઇસ્લામનો પ્રવેશ

જ્યાં સુધી ભારતવર્ષમાં નવા આવેલા ઇસ્લામ ધર્મ પર જો થોડું ન કહેવાય ત્યાં સુધી તત્કાલીન ધાર્મિક સ્થિતિનું અવલોકન અપૂર્ણ ગણાય. જો કે મુહમ્મદ કાસીમના પહેલાં પણ મુસલમાનોની કેટલીક ચઢાઈઓ

ભારત તરફ થઇ હતી, પણ તેમનો પાદ-પ્રવેશ ન થયો. આઠમી સદીમાં સિંધ પર મુસલમાનોનો અધિકાર થવાની સાથે ત્યાં ઇસ્લામનો પ્રવેશ થવા લાગ્યો. તેના પછી ઘણા સમયે અગીયારમી અને બારમી સદીમાં મુસલમાન ભારતમાં આવ્યા. જ્યાં મુસલમાની વિજેતાઓની તલવારોએ ઇસ્લામ ફેલાવાનું કામ કર્યું, ત્યાં હિંદુ રાજાઓની ઉદારતાએ પણ તેના ફેલાવાને સહાયતા આપી. રાષ્ટ્રકૂટ અને સોલંકી રાજાઓએ પણ મસ્જિદ વિગેરે બનાવવામાં મુસલમાનોને સહાયતા દીધી. થાણાના શિલાહારી રાજાઓએ પારસિયો અને મુસલમાનોને પૂર્ણ સહાયતા આપી હતી. મુસલમાન પોતાની સાથે નવીન ભાષા, નવીન ધર્મ અને નવીન સભ્યતા ભારતમાં લાવ્યા.*

---

## સામાજીક સ્થિતિ

### વર્ણવ્યવસ્થા

પ્રાચીન ભારતવાસીઓના સામાજીક જીવનનો સહુથી મુખ્ય ભાગ તેમની વર્ણ-વ્યવસ્થા છે. આ વર્ણ-વ્યવસ્થાની દિવાલ ઉપર સમાજનું ઘર ઉભું છે. આ ઘર ઉપર પ્રાચીનકાલથી અનેક આઘાતોનો મારો ચાલ્યો છે પણ તે હજી સુધી તૂટયું નથી. આપણા સમયના પહેલા આ સંસ્થાનો વિકાસ થઇ ગયો હતો. વર્ણ-વ્યવસ્થાનો ઉલ્લેખ યજુર્વેદમાં પણ મળે છે.

જો કે બૌદ્ધ અને જૈનધર્મોએ વર્ણાશ્રમ વ્યવસ્થાનો વિરોધ કરી તેને ધોકો પહોંચાડવાનો પ્રયત્ન કર્યો, છતાં આ વ્યવસ્થા નષ્ટ ન થઇ અને હિંદુધર્મના પુનરુત્થાનની સાથે આ વ્યવસ્થાની પણ ઉન્નતિ થઇ. આપણા કાળમાં આ વ્યવસ્થા સારી રીતે પ્રચલિત હતી.

---

* ચિ૦ વિ૦ વૈદ્ય કૃત "હિસ્ટરી ઑફ મિડિયલ ઇન્ડિયા" ભા. ૩ પૃ ૪૦૬-૩૦

હુએન્તસંગ ચાર વર્ણોનું વર્ણન કરે છે× બૌદ્ધ ભિક્ષુઓ અને જૈન સાધુઓના વર્ણન પહેલાં થઇ ગયાં છે હવે આપણે ક્રમશ સમાજના બધા વિભાગો પર ટૂંકમાં વિચારીશું

## બ્રાહ્મણ અને તેનું કર્તવ્ય

સમાજમાં બધાથી વધારે સન્માન બ્રાહ્મણોનું હતું શિક્ષા અને વિદ્યામાં બધાથી ચઢ્યા તેઓ જ હતા બધા વર્ણવાળા તમની પ્રધાનતા માનતા ઘણાં કાર્યો લગભગ બ્રાહ્મણોને માટે જ સુરક્ષિત રહેતા તેઓ શાસન-કાર્યમાં પણ પૂરતો ભાગ લેતા હતા પ્રાય મંત્રી પણ બ્રાહ્મણો રહેતા હતા અને કોઇ કોઇ વાર સેનાપતિ પણ બનતા હતા અબુજૈદ તેમના વિષયમાં લખે છે ધર્મ અને વિજ્ઞાનમાં પ્રયત્ન કરવાવાળા બ્રાહ્મણ કહેવાતા તેમાંથી ઘણા કવિ, જ્યોતિષી દાર્શનિક અને દૈવજ્ઞ રાજાઓના દરબારમાં રહેતા '* આ બાજુ અલમસઉદી તેમના વિષયમાં લખે છે કે બ્રાહ્મણોનું ઉત્તમ અને શ્રેષ્ઠ કુળની માફક સન્માન થાય છે પ્રાય બ્રાહ્મણ જ કુળ-ક્રમથી રાજાઓના મંત્રી થાય છે¹

બ્રાહ્મણોનું મુખ્ય કામ ભણવું-ભણાવવું, યજ્ઞ કરવા-કરાવવા, અને દાન આપવું તથા લેવું બૌદ્ધધર્મના પ્રચાર વખતે વર્ણવ્યવસ્થા શિથિલ હોવાથી બ્રાહ્મણોના હાથમાંથી ઘણાં કામ ચાલ્યાં ગયાં હતાં યજ્ઞાદિ બંધ થવાથી ઘણા બ્રાહ્મણોની આજીવિકા નષ્ટ થઇ ગઇ, આથી તેઓ બીજાં કામ પણ કરવાને લાગ્યા આને અનુકૂળ નવી સ્મૃતિઓ પણ બની તેઓ વૈશ્ય અને ક્ષત્રિયનાં કામ પણ કરવા લાગ્યા બૌદ્ધ મતના પ્રમાણે કૃષિ પાપ ગણાવાથી ઘણા વૈશ્યોએ બૌદ્ધ થયા પછી કૃષિ છોડી દીધી આ અવસર જોઇને ઘણા બ્રાહ્મણો કૃષિ ઉપર

ગુ નગે કરવા લાગ્યા [પરાશર સ્મૃતિમાં બધા વર્ણોને કૃષિ કરવાની આજ્ઞા છે* આના સિવાય આ સમયને અનુકૂળ બધા વર્ણોને શસ્ત્ર ગ્રહણ કરવાનો અધિકાર પણ આપવામાં આવ્યો + એટલુ જ નહિ પણ તે વખતે બ્રાહ્મણ શિલ્પ વ્યાપાર અને દુકાનદારી પણ કરતા હતા આમ કરતા છતા પણ તેઓ સન્માનતાનો પૂરો ખ્યાલ રાખતા] તેઓ મીઠુ, તેલ દૂધ વગેરે અને માંસ જેવા પદાર્થો ન વેચતા આ પ્રમાણે બ્રાહ્મણ સ્વ-વૃત્તિને પણ ધર્મના કાર્ય સમજીને ન કરતા તેમના આચાર-વિચારમા શુદ્ધિ વધારે પ્રમાણમાં જળવાતી તેમનું ભોજન બીજી વર્ણોથી વધારે શુદ્ધ અને સાત્ત્વિક હતુ ધાર્મિકતા અને આધ્યાત્મિકતાનો તેમનો વિચાર પ્રબળ હતો અને [તેઓ પોતાની જાતને બીજી વર્ણોથી જુદી અને ઉચી રાખવાને યત્ન કરતા અન્ય વર્ણો પર તેમનો પ્રભાવ ઘણા વખત સુધી રહ્યો રાજનિયમોમા પણ તેમને ઘણી છૂટ મળતી, વસ્તુત તે સમયમા વર્ણનો પ્રાચીન કર્તવ્ય વિભાગ શિથિલ થઇ ગયો હતો અને બધી વર્ણો પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરતી પાછળથી રાજાઓ યોગ્ય વ્યક્તિઓને ઉચા પદ ઉપર નિયત કરવા લાગ્યા પછી તે ગમે તે વર્ણનો હોય*]

---

* षटकर्मसहितो विप्रः कृषिकर्म च कारयेत् ॥२॥
क्षत्रियोऽपि कृषिं कृत्वा देवान् विप्रांश्च पूजयेत् ॥१८
वैश्य शूद्रस्तथा कुर्यात् कृषिवाणिज्यशिल्पकम् ॥१९।
अध्याय० २०

\+ प्राणत्राणे वर्णसंकरे वा ब्राह्मणवैश्यौ शस्त्रमाददीयाताम्॥
वसिष्ठस्मृति० अ० ३

• સિ વિ વૈદ્યકૃત હિસ્ટ્રી ઓફ મિડિવલ ઇન્ડિયા, ભા ૧
પૃ ૧૮૧-૮૨

## બ્રાહ્મણોની ઉપજાતિઓ

આપણા નિર્દિષ્ટ સમયની શરૂઆતમાં આપણે હિંદુ સમાજનો ફક્ત ચાર વર્ણોમાં અને કેટલીક નીચી જાતિઓમાં વિભાગ થયેલો જોઈએ છીએ. અગીઆરમી સદીના પ્રસિદ્ધ અલબેરૂનીએ પણ ચાર જ વર્ણોનો ઉલ્લેખ કર્યો છે* પણ શિલાલેખોથી માલમ પડે છે કે બધી વર્ણોમાં ઉપજાતિઓ બનતી શરૂ થઈ ગઈ હતી. અલબેરૂનીએ જે કાંઈ લખ્યું છે તે સમાજની તત્કાલીન સ્થિતિ જોઈને નહિ, પણ તેણે જે કાંઈ પુસ્તકોમાંથી વાંચ્યું તે પણ તેણે લખ્યું છે. આથી તેનું પુસ્તક તત્કાલિન સ્થિતિનો સાચો પરિચય નથી કરાવતું.

બ્રાહ્મણો ઈ. સ. ૬૦૦ થી ૧૦૦૦ સુધી ભિન્નભિન્ન જાતિઓમાં વિભિન્ન થતા જણાતા નથી. તે સમય સુધી બ્રાહ્મણોનો ભેદ શાખા અને ગોત્રના ઉલ્લેખ કરવાથી થતો હતો (જેવી રીતે ૧૦૫૬ ઈ. સ. ના ચંદેલોના તામ્રપત્રમાં ભારદ્વાજ ગોત્ર, યજુર્વેદીય શાખાના વિપ્રવર બ્રાહ્મણોનો ઉલ્લેખ છે) ગોરખપુર જીલ્લાના કહન નામના સ્થાનમાંથી મળી આવેલી ૧૦૭૭ ઈ. સ. ના કલચુરી લેખમાં બ્રાહ્મણોના નામની સાથે શાખા, ગોત્રાદિના સિવાય તેમના ઉદ્ગમના ગામોનો નામોલ્લેખ છે. આ પ્રમાણે બીજા ઘણા શિલાલેખોમાં બ્રાહ્મણોના વાસસ્થાનનો ઉલ્લેખ મળી આવે છે. વડનગરની કુમારપાલ–પ્રશસ્તિ (૧૧૫૧ ઈ. સ.)માં નાગર બ્રાહ્મણોનો ઉલ્લેખ છે, કોકણના ૧૨ મી સદીના લેખમાં ૩૨ બ્રાહ્મણોનાં નામ દીધાં છે, જેમના ગોત્ર છે પણ શાખા નથી. તેમાં બ્રાહ્મણોના ઉપનામ પણ આપેલા છે, જે તેમના સ્થાન આદિ વિશેષતાઓને લીધે બન્યા હોય તેમ લાગે છે. બારમી શતાબ્દિમાં આવા ઉપનામોનો પ્રયોગ ઘણો થયો હતો, જેમાના કેટલાંક નામો આ રહ્યા: દીક્ષિત, રાઉત, ઠાકુર, પાઠક, ઉપાધ્યાય, અને પટવર્ધન આદિ. આ સમયમાં ગોત્ર અને પ્રવરની પ્રથા પ્રચલિત હતી,

* અલબેરૂનીનું ઇન્ડિયા સાચૂકૃત અનુવાદ. ભા. ૧. પૃ. ૧૦૦–૧૦૧

પણ તેમનાં ઉપનામોની પ્રધાનતા વધતી જતી હતી. શિલાલેખોમા આપણને પડિત, દીક્ષિત, દ્વિવેદી, ચતુર્વેદી, આવસ્થિક, માથુર, ત્રિપુર, અકોલા, ડેડવાણુ આદિ નામ મળે છે, જે નામો સ્પષ્ટ રીતે તેમના કાર્ય અને વાસસ્થાનથી નીકળ્યા હો। તેમ લાગે છે પાછળથી આમાનાં ઘણા ઉપનામ ભિન્નભિન્ન જાતિઓમા પરિણમ્યા

આ જાતિભેદ ક્રમશ વધતો ગયો આ વધવામા બે ત્રણ બીજા કારણોએ પણ મદદ કરી જેવા કે ભોજન–ભેદ, માસાહારી અને શાકાહારીના મોટા ભેદ બની ગયા ભિન્નભિન્ન રીતિરિવાજો અને વિચારોને લીધે પણ ઘણા ભેદ પેદા થયા દાર્શનિક ભેદથી પણ ભેદ થયા. આથી જાતિભેદ વધતા વધતા આજે અનેક જાતિઓ થઇ ગઇ છે. આપણા સમયમા બ્રાહ્મણો પચગૌડ અને પચદ્રવિડ એવા બે ભાગમા વહેચાયા ન હતા આ ભેદ ૧૨૦૦ પછી થયો, જે મોટે ભાગે માસાહાર અને અન્નાહારના કારણથી થયો × ૧૧મી સદીમા ગુજરાતના સોલકી રાજા મુલરાજે સિદ્ધપુરમા રૂદ્રમહાલય નામનુ વિશાળ શિવાલય બનાવરાવ્યુ તેની પ્રતિષ્ઠાને સમયે કનોજ, કુરુક્ષેત્ર વિ૦ ઉત્તરીય પ્રદેશોથી હજાર બ્રાહ્મણોને બોલાવ્યા અને ગામ આદિ આપીને તેમને ત્યા જ રાખ્યા ઉત્તરમાથી આવવાને લીધે તેઓ '**ઔદીચ્ય**' કહેવાયા અને ગુજરાતમ વસવાથી પાછળથી તેમની સંજ્ઞા પણ દ્રવિડોમા થઇ ગઇ, જેની ગણના વાસ્તવિક રીતે ગૌડોમા થવી જોઇતી હતી + હવ ક્ષત્રિયોના સબધમા વિવચન કરીશુ

~~ક્ષત્રિયો અને તેમનુ કર્તવ્ય~~

બ્રાહ્મણોની માફક ક્ષત્રિયાનુ પણ સમાજમા ઉચુ સ્થાન હતુ. તેઓનુ મુખ્ય કર્તવ્ય પ્રજા–પાલન, દાન, યજ્ઞ, અધ્યયન આદિ હતુ.

× ચિ. વિ. વૈદ્યકૃત હિસ્ટ્રી ઓફ મિડિઈવલ ઇન્ડિયા ભા ૩ પૃ ૪૭૫–૮૧

+ રાજપૂતાનાનો ઇતિહાસ, ભા. ૧, પૃ. ૨૧૫

રાજાના પ્રધાન, સેનાપતિ અને યોદ્ધા પ્રાય તેઓ જ બનતા. બ્રાહ્મણોની સાથે રહેવાથી ક્ષત્રિયો—ખાસ કરીને રાજવંશી વર્ગ—મા શિક્ષાનો પ્રચાર સારો હતો. ઘણા રાજાઓ મોટા મોટા વિદ્વાન થઇ ગયા. હર્ષવર્ધન આદિત્યના સમયમાં વિદ્વાન હતા. પૂર્વીય ચાલુક્ય રાજા વિનયાદિત્ય ગણિતના મોટા પંડિત હતા, જેથી તેમને ગુણ-કરનાર છે. રાજા ભોજની વિદ્વત્તા લોકપ્રસિદ્ધ છે. તેમણે વાસ્તુવિદ્યા, વ્યાકરણ, અલંકાર, યોગશાસ્ત્ર અને જ્યોતિષ આદિ વિષયો ઉપર ઘણી ઉપયોગી અને વિદ્વત્તાપૂર્ણ ચોપડીઓ લખી છોડી. વિગ્રહરાજ (ચતુર્થ)નુ લખેલુ 'हरकेलिनाटक' આજ શિલાઓમા ખોદેલુ મળે છે. આ પ્રમાણે ઘણા રાજાઓના ગ્રંથો મળી આવે છે.

વર્ણવ્યવસ્થાનુ વિશુદ્ધ રૂપ ન રહેવાથી અને ઘણા ક્ષત્રિયોની પાસે ભૂમિ ન રહેવાથી તેઓ બેકાર થઇ ગયા અને એમણે પણ બ્રાહ્મણોની માફક બીજા ધંધા કરવા શરૂ કર્યા. આનુ પરિણામ એ આવ્યુ કે ક્ષત્રિયોના બે ભાગ થઇ ગયા. એક તો એવા ક્ષત્રિયો જે હજુ પણ પોતાનુ કામ કરતા હતા અને બીજા એ જેમણે કૃષિ આદિ જેવા બીજા ધંધા શરૂ કર્યા. ઇબ્ન ખુર્દાદબે જે સાત શ્રેણીઓ ભારતમા બતાવી છે તેમાથી સબકુફ્રીય અને કટરિય કદાચ આ બન્ને હોય *

ક્ષત્રિય લોકો પણ શરૂમા ઘણીવાર મદ્ય ન પીતા. અલમસઉદી લખે છે કે જો કોઈ રાજા શરાબ પીએ, તો તે શાસન કરવાને યોગ્ય નથી મનાતો ×

હુએન્ત્સંગના સમયમા ક્ષત્રિયો પણ બ્રાહ્મણોની માફક જીવનમા ઉન્નત રહેતા તે લખે છે: બ્રાહ્મણ અને ક્ષત્રિય ઘણા જ શુદ્ધ,

---

* ચિ. વિ. વૈદ્ય, હિસ્ટરી ઓફ મિડિઇવલ હિન્દુ ઇન્ડિયા, ભા. ૨, પૃ. ૧૭૮–૮૦

× ઇલિયટ, હિસ્ટરી આફ ઇન્ડિયા, ભા. ૧ લો, પૃ. ૨૦

આડંબરોથી દૂર, જીવનમા સરલ અને પવિત્ર તથા મિતવ્યયી હોય છે."

પ્રાગ્ભમા ક્ષત્રિયો પણ વધારે ભાગે વહેચાયા હતા મહાભારત અને રામાયણમા સૂર્ય અને ચદ્રવંશિયોના વર્ણનો આવે છે અને આ વંશ-ભેદ સમયની સાથે વધતો ગયો રાજતરંગિણીમા ૩૬ વંશોનો ઉલ્લેખ છે હજુ સુધી પણ ક્ષત્રિય વર્ણ એવી રહી છે કે જેમા જાતિ-ભેદ નથી.

## વૈશ્યો અને તેમનું કર્તવ્ય

વૈશ્યોનુ મુખ્ય કાર્ય પશુપાલન, દાન યજ્ઞ, અધ્યયન વાણિજ્ય, કુસીદ (વ્યાજ-વૃત્તિ) અને કૃષિ હતા બૌદ્ધ-કાળમા વર્ણવ્યવસ્થા શિથિલ પડવાથી તમા રૂપાતર થઈ ગયુ બૌદ્ધો અને જૈનોના મતાનુસાર કૃષિ કરવી પાપ ગણાયુ આથી વૈશ્યોએ સાતમી સદીની શરૂઆતમાથી જ કૃષિને નીચ કાર્ય ગણીને છોડી દીધી હુએન્ત્સંગ લખે છે કે ત્રીજા વર્ણ વૈશ્યો અથવા વહેપારીઓનો છે, જેઓ પદાર્થનો વિનિમય કરીને લાભ મેળવે છે ચોથો વર્ગ શૂદ્રો અથવા કૃષિકારો નો છે+

વૈશ્યોએ પણ ખેતી છોડીને બીજા ધધાઓ શરૂ કર્યા વૈશ્યોના રાજ્યકાર્ય કરવાના રાજમત્રી બનવાના, સેનાપતિ બનવાના અને યુદ્ધોમા લડવાના અનેક ઉદાહરણો મળી આવે છે આપણા સમયના અંતિમ ભાગમા તેઓમા જાતિભેદ ઉત્પન્ન થવા લાગ્યો, એ પ્રમાણે શિલાલેખોમા મળે છે

## શૂદ્ર

સેવા કરનારા વર્ગનુ નામ શૂદ્ર આ વર્ણ અસ્પૃશ્ય ન હતો. બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિયની રીતેજ શૂદ્રોને પણ પંચ મહાયજ્ઞ કરવાનો અધિકાર હતો આ વાત પતજલિકૃત મહાભાષ્યમા અને

+ વોટર્સ યાન યુવનચાંગ , ભા. ૧ લી, પૃ૦ ૧૬૮

તેના ટીકાકાર કૈયટની (જે ભર્તૃહરિની પાછળ થયા) ટીકામા 'महाभाष्य प्रदीप'મા- મળે છે *]

ધીરે ધીરે તેમનુ કામ વધવા લાગ્યુ આનુ મુખ્ય કારણ એ થયું કે હિંદુસમાજના ઘણા કાર્યો—કૃષિ, હાથકામ, કારીગરી, આદિ કરવુ નીચુ સમજાયુ અને વૈશ્યોએ શિલ્પનુ કામ પણ છોડી દીધુ આથી હાથના બધા કામ શૂદ્રોએ અપનાવ્યા શૂદ્રોજ, કૃષિક, લુહાર, કડીઆ, રંગરેજ, તેળી હજામ વણકર, કુભાર આદિનુ કામ કરવા લાગ્યા આપણા કાળમા જ ભિન્નભિન્ન ધધાને અનુસાર શૂદ્રોની ઘણી જાતિઓ થઇ ગઇ કૃષિક પણ શૂદ્ર કહેવાતા, બીજા ધધાદારી પણ ભિન્નભિન્ન જાતિઓમા વહેચાઇ ગયા]

[હુએન્ત્સગ લખે છે કે ઘણા એવા વર્ગો છે કે જેઓ પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય શૂદ્રમાથી કોઇ વર્ણમા પોતાને માનતા નથી અલબેરૂની લખે છે શૂદ્રોના પછી અત્યજોની સખ્યા આવે છે, જે લોકો ભિન્નભિન્ન પ્રકારની સેવા કરે છે, અને ચાર વર્ણોમા નથી મનાતા આવા અત્યજો આઠ શ્રેણીમા વહેચાયા છે ધોબી, ચમાર મદારી ટોપલી અને ઢાલ બનાવનારા, નાવિક, ધીવર પારધીઓ અને પક્ષીઓના શિકાર કરનારા અને વણકર ચારે વર્ણોવાળા આમની સાથે નથી રહેતા]

---

* शूद्राणामनिरवसितानाम् २।४।१०॥ આ સૂત્રના ભાષ્યમા પતજલિએ લખ્યુ છે કે एवं तर्हि यज्ञात्कर्मणोऽनिरवसितानाम्। એટલે કે જે શૂદ્ર યજ્ઞકર્મથી બહિષ્કૃત ન હોય તે અનિરવસિત સમજાય આની ટીકા કરતા કૈયટે લખ્યુ છે शूद्राणां पंचयज्ञानुष्ठानेऽधिकारोऽस्तीति भावः। शूद्रोऽपि द्विविधोऽस्तीयः श्राद्धी चैवेतरस्तथा॥२०॥ विष्णुस्मृति, अ० ६

શહેરો અને ગામોની પાસે આ લોકો ચાર વર્ણોથી અલગ રહે છે.×
જેમ જેમ સમય ગુજરતો ગયો, તેમ તેમ ગઢો અરક્ષિત હોવાથી
તેમનુ પાચ યજ્ઞોનું અનુષ્ઠાન છુટતુ ગયુ

## કાયસ્થ

આ વર્ણો સિવાય પણ હિંદુ સમાજમા બીજી બે વર્ણો હતી. બ્રાહ્મણ અથવા ક્ષત્રિય આદિ જે લોકો લેખક અથવા કારકુની કરતા તેઓ કાયસ્થ કહેવાતા પહેલા કાયસ્થોનો અલગ ભેદ ન હતો. કાયસ્થ કારકુનનો જ પર્યાય શબ્દ છે, જે આઠમી સદીના કોટાની આસપાસના કણસવાના એક શિલાલેખમા મળી આવે છે આ લોકો રાજકાર્યમાં પણ ભાગ લેતા, કારણ સરકારી દફતરો જાણવાથી તેઓ ઘણી ગુપ્ત રાજકીય વાતો પણ જાણતા આ લોકો રાજકીય ષડ્યંત્રોમા અને કૂટનીતિઓમા પણ ભાગ લેતા આથી યાજ્ઞવલ્ક્યસ્મૃતિમા રાજાઓને ખાસ કરીને આમનાથી પ્રજાનુ રક્ષણ કરવાનુ કહ્યુ છે

પાછળથી બીજા ધધાદારીની માફક આમની પણ એક જાતિ બની ગઇ આમા બ્રાહ્મણ ક્ષત્રિયોનુ મિશ્રણ છે સુરજધ્વજ કાયસ્થ પોતાને શાકદ્વીપી (મગ) બ્રાહ્મણ બતલાવે છે, અને વાલભ કાયસ્થ ક્ષત્રિય જાતિના છે, જે સોઢલ્લ રચિત ઉદયસુદરીકથા'મા મળી આવે છે

## અંત્યજ

ભારતમા અસ્પૃશ્ય જાતિઓ ફક્ત બે જ ચાડાલ અને મૃતપ ચાડાલ શહેરની બહાર રહેતા, શહેરમા આવતી વખતે તેઓ વાસની લાકડીને જમીન ઉપર ઠોકતા અને જગલી પશુપક્ષિઓ ઉપર નિર્વાહ ચલાવતા મૃતપ સ્મશાનોની ચોકી કરતા અને શબના કપડા લેતા

× અલબેરુનીઝ ઈન્ડિયા આ ૧. પૃ ૧૦૧

## વર્ણોનો પરસ્પર સંબંધ

હિંદુ સમાજના આ ભિન્નભિન્ન વિભાગોના સંક્ષિપ્ત વર્ણન પછી તેમનો પરસ્પર સબધ જણાવવો જરૂરી લાગે છે. આ ચારે વર્ણોમા સંબધ સારો હતો અને પરસ્પર વિવાહસંબધ પણ થતો. સવર્ણ વિવાહ શ્રેષ્ઠ હોવા છતાં પણ બીજી વર્ણોની સાથેનો વિવાહ ધર્મશાસ્ત્રથી પ્રતિકૂળ ન મનાતો ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કન્યાની સાથે પણ બ્રાહ્મણ વિવાહ કરી શકતો યાજ્ઞવલ્ક્યે બ્રાહ્મણોને માટે શૂદ્રની કન્યાનો નિષેધ કર્યો પણ આપણા સમય સુધી પણ આ જાણીતો હતો. સાથે શૂદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણના પુત્ર પારશ્વનો ઉલ્લેખ કર્યો છે આ પ્રમાણે મડોરના પ્રતિહારોના વિ. સં. ૮૯૪ (ઇ સ ૮૩૭) અને ૯૧૮ (ઇ. સ. ૮૬૧)ના લેખોમાં બ્રાહ્મણ હરિચંદ્રનો ક્ષત્રિયકન્યા ભદ્રાની સાથેના વિવાહનો દાખલો મળે છે. બ્રાહ્મણ કવિ રાજશેખરે પણ ચૌહાણ કન્યા અવંતિસુંદરીની સાથે વિવાહ કર્યો હતો દક્ષિણમા પણ ક્ષત્રિયોની સ્ત્રી સાથે બ્રાહ્મણોના વિવાહ થવાના ઉદાહરણ મળી આવે છે ગુલવાડા ગામની આસપાસની બૌદ્ધ ગુફાના એક લેખમા વત્સગુલ્મવંશીય બ્રાહ્મણ સોમનો બ્રાહ્મણ અને ક્ષત્રિય કન્યાઓની સાથે વિવાહ કર્યો તેવા વર્ણન છે * ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની કન્યા સાથે વિવાહ કરી શકતો. પણ બ્રાહ્મણની કન્યા સાથે નહિ દંડીકૃત 'દશકુમાર ચરિત'મા પાટલિપુત્રના વૈશ્યવણની પુત્રી સાગરદત્તાનો વિવાહ કોસલરાજ કુસુમધન્વાની સાથે થયો એમ મળે છે × આવા ઘણા ઉદાહરણો મળે છે આ પ્રમાણે વૈશ્ય શૂદ્રની કન્યા સાથે વિવાહ કરી શકતો સારાંશમા આપણા નિર્દિષ્ટ સમયમા અનુલોમ વિવાહની પ્રથા હતી, પ્રતિલોમની નહિ આ સબંધ જે શૂદ્રોને પાચ મહાયજ્ઞોનો અધિકાર ન હતો તેમની સાથે ન થઇ શકતો

* નાગરી પ્રચારિણી પત્રિકા; નવીન સંસ્કરણ ભા ૬ પૃ. ૧૬૭-૨૦૭

× 'દશકુમાર ચરિત', વિશ્રુતકથા

પ્રાચીન કાળમાં પિતાની વર્ણથી પુત્રની વર્ણ મનાતી. બ્રાહ્મણનો કોઇ પણ વર્ણની કન્યાથી થયેલો પુત્ર બ્રાહ્મણ જ સમજાતો. (જેમ કે: ઋષિ પરાશરનો ધીવરીથી થયેલો પુત્ર વેદવ્યાસ અને રેણુકા-ક્ષત્રિય કન્યાથી ઉત્પન્ન થયેલા જમદગ્નિના પુત્ર પરશુરામ બ્રાહ્મણ કહેવાયા.) પાછળથી આ પ્રથા બદલાઇ ગઇ, એટલે કે માતાની વર્ણ પ્રમાણે પુત્રની વર્ણ મનાવા લાગી ક્ષત્રિય કન્યાથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણનો પુત્ર ક્ષત્રિય જ કહેવાયો (જેના ઉદાહરણ સ્મૃતિઓમા શંખ અને ઉશનસનાં મળી આવે છે)+

પરસ્પરનો આ વિવાહસંબંધ ધીરે ધીરે કમી થઇ ગયો અને છેવટે પોતપોતાની વર્ણોમા થવા લાગ્યો આપણા સમયની પાછળના કાળમા આ પ્રવૃત્તિ વધી કેવળ પોતાની ઉપજાતિઓમા પરિમિત થઇ ગઈ.[1]

છૂતછાત

આજની માફક પ્રાચીન કાળમા ભિન્નભિન્ન વર્ણોમાં છૂતછાત અને ખાવાપીવાની પરહેજી નહતી. બ્રાહ્મણ બીજી બધી વર્ણોના હાથનુ ભોજન કરી શકતો, જેને માટે વ્યાસસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૫૫ મા શ્લોકમા કહ્યુ છે नापितान्वयमित्रार्धसीरिणो दासगोपकाः। शूद्राणामप्यमीषां तु भुक्त्वाऽन्नं नैव दुष्यति ॥ વર્તમાન ભેદભાવ આપણા સમયના અંતભાગમા પણ શરૂ થયો ન હતો.

અલબેરૂની લખે છે કે ચારે વર્ણવાળા એકઠા રહે છે અને એક બીજાના હાથનુ ખાય છે. સંભવ છે કે આ કથન ઉત્તર ભાગના સંબંધમા હોય દક્ષિણ ભાગમા શાકાહારિઓએ માંસાહારિઓની સાથે

+ રાજપૂતાનાનો ઇતિહાસ; આ. ૧. પૃ. ૧૯૭-૯૮

૧ ચિ. વિ. વૈદ્ય કૃત હિસ્ટ્રી ઓફ મિડિઇવલ ઇંડિયા. આ. ૧. પૃ. ૬૧-૬૩

• અલબેરૂનીઝ ઇન્ડિયા, આ. ૧ લી પૃ. ૧૦૧

ખાવાનું છોડી દીધું હતું. આ ભેદ ભાવ ધીરે ધીરે બધી વર્ણોમાં વધતો ગયો

**ભૌતિક જીવન**

ભારતવર્ષે કેવળ આધ્યાત્મિક ઉન્નતિની તરફ જ ધ્યાન આપ્યું એટલું જ નહિ પણ ભૌતિક ઉન્નતિ તરફ પણ પૂરતું ધ્યાન આપ્યું. એક બાજુ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, આદિ આશ્રમોમાં તપસ્યાને મુખ્ય સ્થાન આપતા જ્યારે બીજી બાજુ ગૃહસ્થાશ્રમમાં જીવનનો સામાજિક આનંદ પણ ભોગવતા સંપન્ન લોકો મોટા મોટા મકાનોમાં રહેતા. ખાવાનો, પીવાનો, સુવાનો, બેસવાનો અતિથિઓને રહેવાનો, સંગીત-વાદ્ય આદિને માટે મહેલમાં જૂદા જૂદા કમરામાં થતો કમરામાં વાયુ આવવા માટે સારો પ્રબંધ હતો. લોકોના સામાજિક જીવનને આનંદમય કરવા માટે વખતોવખત મોટા મોટા મેળાઓ ભરાતા, જ્યાં હજારો લોકો એકઠા થતા હુએન્ત્સંગના કહેવા પ્રમાણે હર્ષના સમયમાં દર પાંચમે વર્ષે ધર્મસંમેલન થતા, જેમાં હર્ષ પોતે ભિક્ષુકોને દાન આપતા. આ સિવાય બીજા તુભાનસરો વખતે પણ મેળા થતા આવા ધાર્મિક મેળાઓ ફક્ત આનંદ માટે જ થતા તેમ નહિ, આર્થિક દૃષ્ટિથી પણ તે મહત્વના હતા. આ મેળાઓમાં દૂરદૂરથી વેપારી આવીને સામાન ખરીદતા હતા. મેળાની આ પ્રથા આજ પણ ચાલુ છે. આ મેળાઓમાં ઘણી જનતા આવતી. ઘણા તહેવારોમાં પણ મેળા થતા, એનો ઉલ્લેખ રત્નાવલીના વસંતોત્સવમાં છે. હિંદુઓના તહેવારોને પ્રાધાન્ય અપાય છે. હિંદુઓના સામાજિક જીવનમાં આ મેળાઓનો મોટો ભાગ હતો. હોળીના સમયમાં પિચકારી ભરીને રંગ છાંટવાની ક્રિયાનો ઉલ્લેખ હર્ષની 'रत्नावलीमा' છે × લોકોના મનને

× धारायंत्रविमुक्तसंततपयः पूरप्लुते सर्वतः ।
सद्य सांद्रविमर्दकर्दमकृतक्रीडे क्षणं प्रांगणे ॥२२॥
रत्नावली अ. १

રમુજ આપવા માટે નાટક–ગૃહ અથવા પ્રેક્ષકગૃહનો ઉલ્લેખ છે આ પ્રમાણે ગાનભવનો, ચિત્રશાળાઓ, વગેરેના વર્ણનો મળે છે, જ્યા શહેરીઓ જઇને આનદ કરતા નાટક, નૃત્ય, ગીત, અને ચિત્રકલાનો વિકાસ કેટલો થયો હતો– તેના ઉપર આગળ પ્રકાશ નાખીશુ વળી વાર દૂરદૂર ઉજાણીયો પણ થતી લોકો અનેક પક્ષીઓ પણ પાળતા મોટા મોટા મલ્લો કુસ્તી પણ કરતા મનોરંજન માટે ઘોડા, હાથી, રથોનો ઉપયોગ થતો જલ–વિહારમા નૌકાનો પ્રયોગ થતો જલવિહારમા પુરુષો અને સ્ત્રીઓ સાથે રહેતા સ્ત્રી પુરુષો મળીને ઝુલતા દોલોત્સવ વિશેષત વર્ષા ઋતુમા થતો આ પ્રથાનો આખા ભારતમા આજ પણ રિવાજ છે આ સિવાય શેતરજ આદિ રમતોએ પણ રમાતી આ સમય દ્યુત પણ ચાલતુ પણ તેના ઉપર દેખરેખ રહેતી દ્યુત–ગૃહોપર સરકારી કર લાગતો જેનો ઉલ્લેખ શિલાલેખમા છે*

ક્ષત્રિઓ શિકાર કરતા રાજા અને રાજકુમાર પોતાના દલની સાથે શિકાર રમવા જતા આ શિકાર તીર ભાલાથી થતો શિકારમા કુતરા પણ સાથે રહેતા

**વસ્ત્ર**

કેટલાક વિદ્વાનો માને છે કે હર્ષના સમય સુધી ભારતમા સીવણ કલાનો પ્રચાર નહતો × તેઓ પોતાના કથનને પ્રામાણ કરવા હુએનત્સગનુ એક કથન આગળ ધરે છે, પણ આ તેમનો મત ભ્રમવાળો છે ભારતમા શીત ઉષ્ણ અને શીતોષ્ણ પ્રદેશો હોવાથી ભિન્ન ભિન્ન સ્થાનોમા અત્યત પ્રાચીન કાળથી જ જરૂર પ્રમાણે ભિન્ન

– રાધાકુમુદ મુકર્જી હર્ષ, પૃ ૧૭૫–૭૬

* વિ સ ૧૦૦૮ (ઈ સ ૯૫૧)ના ઉદયપુ ના પાસેના આરતેશ્વરમા આવેલા શિલાલેખમા,

× ચિ વિ વૈદ્યકૃત હિસ્ટ્રી ઓફ મીડિઈવલ ઇન્ડિયા ભા ૧ પૃ ૮૯

પ્રકારના વસ્ત્રો પહેરતાં હતાં અને બ્રાહ્મણ ગ્રંથમાં સોયનું નામ 'સૂચિ'+ અથવા 'વેશી'[1] મળે છે તૈત્તરીયણ બ્રાહ્મણમાં સોયના ત્રણ પ્રકારના સ્વરૂપ છે લોઢાની ચાંદીની અને સોનાની [2] ઋગ્વેદમાં કાતરને 'ભુરિજ'[3] કહી છે. સુશ્રુત સંહિતામાં બારીક દોરીથી સીવવાનું વર્ણન છે 'सीव्येत् सूक्ष्मेण सूत्रेण' રેશમી ઝભ્ભાને 'तार्प्य'[4] અને ઊનના કુરતાને 'शामूल'[5] કહેતા 'द्रापि'[6] પણ એક પ્રકારનું સીવેલું વસ્ત્ર હતું જેના વિષયમાં સાયણ લખે છે કે તે યુદ્ધના સમયે પહેરાતું કેવળ કપડાં નહિ, પણ ચામડાં પણ સીવાતાં ચામડાની ભસ્રી [ થેલી ] નું વર્ણન વૈદિક સાહિત્યમાં છે

આપણા નિર્દિષ્ટ કાળના પૂર્વેની વાતો લખવાનું પ્રયોજન એ છે કે આપણે ત્યાં સીવવાની કળા પ્રાચીન કાળથી જાણીતી હતી

આપણા સમયમાં સ્ત્રીઓનો સામાન્ય પોશાક સાડી હતો, જેનો અડધો ભાગ પહેરાતો, અડધો ઓઢાતો બહાર જતી વખતે તેના ઉપર ઉત્તરીય (દુપટ્ટો) નખાતું સ્ત્રીઓ નાચવાને વખતે લહેંગા જેવું જરીનું વસ્ત્ર પહેરતી, જેને 'પેશસ્'[7] કહેતા મથુરાના કંકાલી ટીલાને મળતી એક શિલા પર રાણી અને તેની દાસિઓનું ચિત્ર અંકિત છે રાણીએ લહેંગો અને ઉપર ઉત્તરીય પહેર્યાં છે * સ્મિથે પોતાના પુસ્તકમાં એક જૈનમૂર્તિના નીચે બે શ્રાવક અને ત્રણ શ્રાવિકાઓની ઊભી મૂર્તિઓનું ચિત્ર આપ્યું છે આ ત્રણ સ્ત્રીઓએ

---

* સ્મિથ મથુરા એન્ટિક્વિટિઝ પ્લેટ ૧૪ મી

\+ ઋગ્વેદ ૨ । ૩૨ । ૪ ॥

૧ ,, ૭ । ૧૮ । ૧૪ ॥

૨ તૈત્તિરીય બ્રાહ્મણ ૩।૯।૬॥

૩ ઋગ્વેદ ૮ । ૪ । ૧૬ ॥

૪ અથર્વવેદ ૧૮ । ૪ । ૩૧ ॥

૫ જૈમિનીય ઉપનિષદ્ બ્રાહ્મણ ૧ । ૩૮ । ૪ ॥

૬ ઋગ્વેદ ૧ । ૨૫ । ૧૩ ।

૭ ,, ૨ । ૩ । ૬ ॥

૨૯૦૩૪ ૨૯૦૩૪



પણ લહેગા પહેર્યા છે × આ લહેગાઓ આજના લહેગાઓના જેવા જ છે દક્ષિણમા જ્યા લહેગા પહેરવાનો રિવાજ નથી, ત્યા પણ આજે નાચતી વખતે પહેરે છે સ્ત્રીઓ છીટવાળા કપડા પણ પહેરતી, જે અજટાની ગુફાના એક ચિત્રમા આપેલુ છે આમા સ્ત્રીએ કમરથી નીચે સુધી અડધી બાયનાજો સુદર ગીંટનો અગિયો પહેર્યો છે + વ્યાપારી લોકો રુના ઝબ્બા અને કુરતા કહેરતા દક્ષિણના લોકો સામાન્ય રીતે બે ધોતીઓથી કામ ચલાવતા ધોતીયોમા સુન્દર કિનારી પણ મળતી એક ધોતી પહેરાતી અને બીજી ઓઢાતી કાશ્મીર તરફ અડધુ પાટનુન પહેરતા ૧

આ કપડા તરફ વિવિધતા સુદરતા અને મફાઈની દષ્ટિથી સારૂ ધ્યાન અપાતુ હુએન્ત્સગે રૂ રેશમ અને ઉનના કપડાના વર્ણનો કર્યા છે ૨ રાજ્યશ્રીના વિવાહ માટે તૈયાર કરાવેલા વસ્ત્રોનુ વર્ણન કરતા બાણ લખે છે રેશમ, રુ ઉનના સાપની કાચળી જેવા નરમ, શ્વાસથી ઉડી જાય તેવા સ્પર્શથી જ ખબર પડે અને ઇંદ્રધનુષના જેવા રગીન કપડાથી ઘર ભરાઈ ગયુ હતુ ૩ સ્ત્રીઓ મોટે ભાગે રગીન કપડા પસદ કરતી બૌદ્ધ સન્યાસી લાલ હિંદુ સન્યાસી ભગવા અને શ્વેતામ્બર જૈન સાધુઓ ધોળા અથવા પીળા કપડા પહેરતા વિધવાઓ પ્રાય સફેદ પહેરતી રાજાઓ શિરપર રત્નજડિત મુકુટ પહેરતા સાધારણ લોક પાઘડી (**उष्णीष**) બાધતા વાળના શણગાર તરફ પૂરતુ લક્ષ અપાતું પુરુષો મોટા વાળ રાખતા સ્ત્રીઓ ભિન્ન ભિન્ન પ્રકારના વાળોના ગુચ્છા કરતી જે મૂર્તિઓથી જણાય છે

---

× સ્મિથ મથુરા એન્ટિક્વિટિઝ પ્લેટ ૭૫ મી

+ સ્મિથ, ઓક્સફર્ડ હિસ્ટ્રી ઓફ ઇન્ડિયા પૃ૦ ૧૫

૧ રાધાકુમુદ મુકર્જી હર્ષ પૃ૦ ૧૭૦—૭૧

૨ રાસબીલ બુધ્ધિસ્ટ રેકર્ડ્ઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ, ભા૦ ૧, પૃ૦ ૭૫

૩ હર્ષચરિત—પૃ૦ ૨૦૨—૨૦૩

વાળની પાછળ અંબોડા વાળતી, જેમાં ફુલ ખોસાતાં. માથામાં અનેક જાતના મોતીયોની લરો અને રત્નજડિત આભરણ પહેરાતાં. બ્રાહ્મણો માથાના અને દાઢીના વાળ કપાવતા ક્ષત્રિયો લાંબી દાઢી રાખતા, જે બાણના એક સેનાપતિનું વર્ણન છે. ઘણા લોકો પગમા જોડા પહેરતા નહિ. ૪

આભૂષણ

શરીર સજાવા માટે ઘરેણાં પણ વપરાતાં પુરૂષ અને સ્ત્રીઓ બન્ને ઘરેણાના શોખીન હતાં હુએન્ત્સંગના કહેવા પ્રમાણે રાજાઓ અને તેમના પાસેના લોકો ખાસ ઘરેણા પહેરતા અમૂલ્ય મણિઓ અને રત્નોના હાર, અંગુઠીઓ, કડાં અને માળાઓ તેમનાં આભૂષણ હતા સોના ચાંદીના રત્નજડિત ભુજબંધ, સાદા અથવા મકરાકૃતિ સોનાના કુડલ જેવા ઘણા ઘરેણાં હતા કોઈ કોઈવાર સ્ત્રીઓ કાનના નીચલા ભાગમા બે છેદ કરાવતી અને દરેક છેદમા તાર નાખીને તેમાં સોનાની કડિઓ નખાવતી આવી છેદવાળી સ્ત્રીયોની મૂર્તિઓ ઘણું ઘરોમા જોવામા આવે છે. પગમા સાદા અથવા ઘુઘરવાળાં સાંકળાં પહેરતા હાથમા કડા શંખ અથવા હાથીદાતની અનેક પ્રકારની ચૂડીઓ બાહુ પર ભિન્ન ભિન્ન જાતના બાજુબંધ, ગળામા કીમતી હાર, આંગળીઓમા તરેહ તરેહની અંગુઠીઓ પહેરતી. સ્તનનો ભાગ કોઇ ઠેકાણે ખુલ્લો કોઈ ઠેકાણે પટ્ટીથી બાંધેલો અને કોઈ ઠેકાણે ચોળીથી ઢકાયેલો રહેતો પૈસાદાર સ્ત્રી પુરુષો સુગધિત પુષ્પોની માળાઓ પહેરતા ચંડાળોની સ્ત્રિયો પણ પગમા રત્નજડિત ઘરેણાં પહેરી શકતી × દરેક વ્યક્તિ પોતાની આર્થિક સ્થિતિની અનુસાર ઘરેણા પહેરતી કોઇને ગમે તે પહેરવાની મના નહતી. નથણી અને

---

૪ ચિ૦ વિ૦ વૈદ્ય, હિસ્ટ્રી ઑફ મિડિએવલ ઇન્ડિયા ભા૦ ૧, પૃ૦ ૯૨–૯૩

* વાટર્સ ઑન યુવનચ્યાંગ ભા૦ ૧ પૃ૦ ૫૧

× કાદબરીમા ચાંડાલ કન્યાનુ વર્ણન

વાળી (નાકની) નો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં નથી મળતો; કદાચ મુસલમાનો પાસેથી લીધો હોય+

વિદ્વાન લોક અનેકવિધ સાહિત્યચર્ચાઓમાં વિનોદ માનતા. આ પ્રકારની ચર્ચાઓ રાજ્યસભામાં અથવા વિદ્વાનોની મંડળીઓમાં થતી. બાણભટ્ટ 'कादंबरी'માં રાજ્યસભામાં થતી કેટલીક સાહિત્ય ચર્ચાઓ–કાવ્ય પ્રબંધની રચના, આખ્યાન, કથાઓ, ઇતિહાસ અને પુરાણોનું શ્રવણ, સંગીત અક્ષર–ચ્યુતક, માત્રાચ્યુતક, બિંદુમતિ, ગૂઢ ચતુર્થપાદ, પ્રહેલિકા–વગેરેનું વર્ણન કરે છે.૧

## ભોજન

ભોજનમાં શુધ્ધિ અને સફાઇનો ઠીક ખ્યાલ રખાતો ઇત્સિંગે આ બાબતમાં ઘણું લખ્યું છે "ભારતીય સ્વયં પવિત્ર રહે છે, તે કોઈ દબાણથી નહિ. ભોજનની પહેલા તેઓ સ્નાન કરે છે. ઉચ્છિષ્ટ ભોજન કોઇને નથી અપાતું. ભોજનનું પાત્ર બીજાને નથી અપાતું. માટી અને લાકડાના પાત્રો એકથી બીજીવાર નથી વપરાતા. સોના, ચાંદી અને ત્રાંબાના પાત્રો શુદ્ધ કરવામાં આવે છે.૨" આ શુધ્ધિ આજ પણ કેટલાક બ્રાહ્મણોમાં જોવામાં આવે છે, જોકે તેનો પ્રચાર ઘટતો જાય છે.

ભારતીઓનું ભોજન સામાન્ય રીતે ઘઉં ભાત, જુવાર, બાજરી, દૂધ, ઘી, ગોળ તથા સાકર હતું. અલ્ ઇદ્રિસી અણહિલવાડના પ્રસંગમાં લખે છે: ત્યાંના લોક ચોખા, વટાણા, અડદ અને પોતાની મેળે મરી ગયેલાં પશુઓ, માછલીનો ઉપયોગ કરે છે. તેઓ પોતે પશુઓ

+ ચિ૦ વિ૦ વૈદ્ય, "હિસ્ટ્રી ઓફ મિડ્ઇ૦" ભા૦ ૨ પૃ૦ ૧૮૭–૮૮

૧ કાદંબરી પૃ૦ ૧૪ નિર્ણયસાગર

૨ વાટર્સ ઓન યુવનચ્યાંગ ભા૦ ૧ પૃ૦ ૧૫૧

માગતા નથી * મહાત્મા બુદ્ધના પહેલા પણ માંસનો પ્રચાર વધાર હતો જૈન અને બૌદ્ધ ધર્મથી ધીમે ધીમે માંસભક્ષણ કમ થતુ ગયુ, હિંદુ ધર્મના પુનરુત્થાનની વખતે જ્યારે ઘણા બૌદ્ધ હિંદુ થઈ ગયા ત્યારે અહિંસા અને શાકાહારનો ધર્મ પણ સાથે લાવ્યા હિંદુધર્મમા માંસાહાર પાપ સમજવા લાગ્યુ માંસની તરફ ઘણી વિરક્તિ થઈ ગઈ હતી મસઉદી લખે છે કે બ્રાહ્મણો કોઇ પશુનુ માંસ ખાતા નથી સ્મૃતિયોમા પણ બ્રાહ્મણોને માસ ન ખાવાનુ વિધાન છતા, પાછલી કેટલીક સ્મૃતિયોમા શ્રાદ્ધના સમયે માસ ખાવાની આજ્ઞા દી છે આના ઉપર વ્યાસસ્મૃતિમા તો કહેવામા આવ્યુ છે કે, શ્રાદ્ધમા માંસ ન ખાવાવાળો બ્રાહ્મણ પતિત થઈ જાય છે × ધીમે ધીમે માસ ખાવાની પ્રથા વધતી ગઈ અને બ્રાહ્મણોના એક ભાગે માંસભક્ષણ શરૂ કર્યું ક્ષત્રિય અને વૈશ્ય પણ માંસ ખાતા હતા હરણ ઘેટા અને બકરા સિવાયના બીજુ માંસ નિષિદ્ધ હતુ કોઇકોઈ વાર માછલી પણ ખવાતી ડુંગળી અને લસણનો પ્રયોગ વર્જીત હતો અને ખાનાર પ્રાયશ્ચિતના ભાગી ગણાતા

ઉત્તર ભારતના કરતા દક્ષિણમા માંસનો પ્રચાર ઓછો હતો ચાંડાલ દરેક પ્રકારનુ માસ ખાતા, તથી અલગ રહેતા

મદ્યપાનનો પ્રચાર પ્રાય નહતો બ્રાહ્મણોને દારૂ વેચવાની પણ આજ્ઞા નહતી બ્રાહ્મણનોકો બીનકુલ દારૂ ન પીતા અલ મસઉદી લખે છે કે જો કોઈ રાજા મદિરા પીતો તો તે રાજ્ય કરવાને યોગ્ય ન ગણાતો પણ ધીમે ધીમે ક્ષત્રિયોમા મદિરાપાન વધતું ગયુ અરબી યાત્રી સુલેમાન લખ છે કે ભારતીય શરાબ નથી પીતા તેના કહેવા

* ચિ૦ વિ૦ વૈદ્ય કૃત 'હિ૦ ઓફ મિ૦ હિ૦ આ ૨ પૃ ૧૯૨

× नाश्नीयाद् ब्राह्मणो मांसमनियुक्तः कथचन।
क्रतौ श्राद्धे नियुक्तो वा अनश्नन् पतति द्विजः॥

પ્રમાણે જો રાજા શરાબ પીએ તો તે વાસ્તવિક રાજા જ નથી આમપાસ આપસમા લડાઈ થાય તો જેને વધારે મત મળે તે રાજા બની જાય + વાત્સ્યાયનના કામસૂત્રથી જણાય છે કે શ્રીમંત નાગરિક લોકો બાગ-બગીચામા જતા અને ત્યા શરાબ પીતા

એ સમયમા સ્વચ્છતાનો વિચાર અવશ્ય હતો પણ પરસ્પર ભોજન નિષિદ્ધ ન હતુ છૂતછાતનો વિચાર વૈષ્ણવધર્મના પ્રચારની સાથે વધ્યો

ઉપર લખ્યાનો અભિપ્રાય એવો નથી કે તેઓ કેવળ ભૌતિકમાજ વધ્યા હતા તેમનું આધ્યાત્મિક જીવન પણ ઉન્નત હતુ ઘણી ધાર્મિક વાતો તેમના જીવનનુ અગ બની ગઈ હતી પાચ મહાયજ્ઞો ગૃહસ્થીને માટે આવશ્યક મનાતા અતિથિસત્કાર વધ્યો હતો યજ્ઞોમા બૌદ્ધને લીધે પશુહિંસા ઘટી ગઈ હતી આની સાથે યજ્ઞો જ ઓછા થઈ ગયા પણ હિંદુ ધર્મના અભ્યુદયની સાથે ફરીથી યજ્ઞ આરભ થયા આપણા સમયમા મોટા મોટા યજ્ઞોના ઉલ્લેખ ઘણા નથી મળતા

**દાસપ્રથા**

આટલો ઉન્નત હોવા છતા સમાજમા દાસપ્રથા કોઈ ને કોઈ રૂપમા ચાલુ હતી દાસપ્રથા આપણા સમયના પહેલેથી જ ચાલી આવતી મનુ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિઓમા તેનુ વર્ણન છે યાજ્ઞવલ્ક્યસ્મૃતિના ટીકાકાર વિજ્ઞાનેશ્વરે (૧૨મી સદી) ૧૫ પ્રકારના દાસો બતાવ્યા છે **ગૃહજાત** (ઘરની દાસીથી ઉત્પન્ન) **ક્રીત** (ખરીદાયેલો) **લબ્ધ** (દાનાદિમા મળેલો), **દાયાદુપાગત** (વંશપરંપરાગત) **અનાકાલભૃત** (દુર્ભિક્ષમા મરવાથી રક્ષિત) **આહિત** (ધન આપીને રાખેલો) **ઋણદાસ** (કર્જમા રાખેલો,) **યુદ્ધપ્રાપ્ત** **પણેજિત** (દાવમા જીતાયેલો), **પ્રવ્રજ્યાવસિત** (સાધુ બનતા પછી બગડીને બનેલો) **કૃત** (સમયની શરતથી બનેલો)

+ સુલેમાન સોદાગર પૃ ૭૮ (નાગરી પ્રચારિણી સભા દ્વારા પ્રકાશિત)

વડવાહૃત (ઘરની દાસીના લોભથી આવેલો) અને આત્મવિક્રેતા (પોતાની જાતે વેચાયેલો) દાસ જે કાંઈ કમાતા તેના પર સ્વામીનો અધિકાર રહેતો કેટલાક લોકો દાસોની ચોરી કરીને તેમને વેચતા પણ હતા

અહીંની દાસપ્રથા બીજા દેશોની દાસપ્રથાની માફક કલુષિત, ઘૃણિત તથા નિન્દનીય ન હતી આ દાસો ઘરના પરિવારમા સમાઈ જતા તહેવાર જેવા ખાસ અવસરોમા દાસો પર પણ કૃપા રહેતી હતી જે દાસ સારૂ કાર્ય કરે તેના પર સ્વામી કૃપા કરતો રાજ્યની તરફથી દાસ પ્રત્યે દયાના નિયમો થયા હતા યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા લખ્યુ છે કે જબરદસ્તીથી દાસ બનાવવામા આવે, અથવા ચોરદ્વારા ખરીદાયેલા દાસોને જો સ્વામી મુક્ત ન કરે તો તેને સ્વતંત્ર કરાવવાનો રાજાનો ધર્મ છે× નારદસ્મૃતિમા લખ્યુ છે કે સ્વામીનો પ્રાણ બચાવનારને પુત્રની માફક મિલકતનો ભાગ પણ મળે જે કરજથી દાસ બન્યા હોય તે સ્વામીનું ઋણ ચૂકવીને મુક્ત થઈ શકે આ પ્રમાણે બીજા દાસો પણ મુક્ત હતા અનાકાલભૃત બે ગાયો આપીને, આહિત ધન આપીને, યુદ્ધપ્રાપ્ત, સંપ્રતિપન્ન અને પણેજિત દાસ ઉત્તમ સેવા કરીને અથવા પોતાના સ્થાનમા પ્રતિનિધિ આપી છૂટી શકતા * મિતાક્ષરામા તે વખતે દાસને મુક્ત કરવાની વિધિ પણ બતાવી છે સ્વામી દાસના ખભાપર પાણીનો ભરેલો ઘડો ઉપાડીને અને તેને તોડીને અક્ષત, પુષ્પ દાસ ઉપર ફેંકે અને ત્રણવાર 'હવે તુ દાસ નથી' કહીને મુક્ત કરે[1] અહીં દાસ વિશ્વાસપાત્ર પોતાનો સેવક સમજાતો તેની સાથે કોઈ પ્રકારનો દુર્વ્યવહાર ન થતો આથી જ ચીની અથવા અરબી યાત્રીઓને આપણે ત્યાના સેવકો અને દાસોમા અંતર ન જણાયુ તેથી જ તેમણે તેનો ઉલ્લેખ ન કર્યો

× मिताक्षरा सहित पृ. २४९.

* મિતાક્ષરા પૃ ૨૪૯–૫૦

૧ ,, ,, ૨૫૦

## વહેમ

સાહિત્ય અને વિજ્ઞાનમા ઉન્નતિ છતા પણ સાધારણ સમાજમા વહેમ હતો લોક ભિન્નભિન્ન જાદૂ ટોણામા તથા ભૂત પ્રેતમા માનતા જાદૂની પ્રથા ભારતમા પ્રાચીન કાળથી ચાલુ હતી અથર્વવેદમા અભિચાર, ગમ્મોહન, પીડન વશીકરણ મારણ જેવાના વર્ણન છે રાજાનો પુરોહિત અથર્વવેદનો વિદ્વાન હતો શત્રુઓને મારવા માટે રાજા જાદૂના પ્રયોગ કરાવતો આપણા સમયમા પણ આનો પ્રચાર હતો બાણે પ્રભાકરવર્ધનની બીમારીના સમયમા લોકોનુ પિશાચ–બાધામા માનવુ અને તેના ઉપાય કરવાનુ લખ્યુ છે* કાદબરીમા પણ બાણે પુત્રપ્રાપ્તિને માટે વિલાસવતીનુ જાદૂના મડળમા દિકૃપાનોને પસદ કરવુ તાવીજ પહેરવુ અને માદળીયુ બાધવુ ગીધને માસ ખવરાવવુ તથા શુકન જાણવાવાળાનો આદર કરવો વિ૰ નો ઉલ્લેખ છે×

એજ પ્રમાણે ગર્ભના સમયે તેની ભૂતોથી રક્ષા કરવાને પલગ નીચે રાખના મડળ બનાવવા ગોરોચનથી ભોજપત્ર ઉપર લખેલા મત્રોને યત્રોમા બાધવા વિ૰ ક્રિયાઓ પણ બાણે વર્ણવી છે ભવભૂતિના '**मालतीमाधव**'મા '**गौडोवहो**'મા પણ બલિદાનના દાખલા મળી આવે છે આથી જણાય છે કે આપણા સમયમા જાદુની પ્રથા જાણીતી હતી રાજા લોકો પોતાના શત્રુપર મારણ મત્રોદ્વારા દુખ દેતા અને પોતાના વા પર આરામના પ્રયોગો અજમાવતા દેવિઓની તુષ્ટિને માટે બલિદાન પણ અપાતા

## ચરિત્ર

લોકોના ચરિત્રના સબધમા થોડા શબ્દો કહેવા અપ્રાસગિક નહિ ગણાય. પ્રાચીન કાળથીજ ભારતીયોનું ચરિત્ર ઉજ્જવલ અને પ્રશસનીય

---

* હર્ષચરિત પૃ ૧૫૪ (નિ૰ સા૰)

× કાદબરી, ,, ૧૨૮–૩૦ ,,

છે. **મેગેસ્થનીજે** લખ્યું છે કે: "તેઓ સત્ય બોલતા, ચોરી ન કરતા, પોતાના ઘરને તાળાં ન મારતા. વીરતામાં પણ તેઓ ચઢીયાતા હતા. તેઓ ગંભીર અને શ્રમશીલ હતા. મુકદ્દમાની તેમને આવશ્યકતા ન રહેતી." આ ચરિત્ર પ્રાચીનમાંજ નહિ પણ આપણા સમયના યાત્રિયોએ પણ કહ્યું છે. હુએન્ત્સંગ લખે છે કે ભારતીય ઇમાનદારી અને સરળતાને માટે પ્રસિદ્ધ છે. અન્યાયથી તેઓ ધન સંચય નથી કરતા. **અબૂ ઇદરિસી** લખે છે કે ભારતીય લોક સદા ન્યાયપરાયણ રહે છે અને તેનાથી વિમુખ થતા નથી. તેમના વ્યવહારમાં ભલાઈ, પ્રામાણિકતા અને નિષ્કપટતા પ્રસિદ્ધ છે અને આ વિષયોમાં તેઓ એટલા પ્રસિદ્ધ છે કે બધા દેશના લોક ત્યાં જાય છે અને આથી તેમનો દેશ સમૃદ્ધ બની ગયો છે.* તેરમી સદીનો શમ્સુદ્દીન અબુ અબ્દુલા બેદી ઇક્ટી જમાંના ફેંસલાને સમયે લખે છે કે ભારતની વસ્તી ઘણી ધનવાન છે. તેઓ જીવવા મરવાથી ડરતા નથી.× **માર્કો પોલોના** પ્રમાણે બ્રાહ્મણો ઉત્તમ વહેપારી અને સત્યવાદી છે. તેઓ મદ્ય માંસ નથી ખાતા અને સંયમી જીવન ગાળે છે. તેઓ ચિરાયુ હોય છે.+ તે વખતે ક્ષત્રિય પોતાના ઘરમાં મરવું નિંદનીય સમઝતા. યુદ્ધમાં મરવાને તેઓ સજ્જ રહેતા, પણ એવો અવસર ન મળવાથી તેઓ ઘણીવાર પર્વતથી ઢળી પડીને (ભૃગુપતન), અગ્નિમાં બળીને અને ડૂબીને મરતા.

બલ્લાલ સેનનું તથા ધંગદેવનું પાણીમાં ડૂબી મરવું અને મૃચ્છકટિકના કર્તા શુદ્રકનું બળી મરવું એ ઉદાહરણ જાણીતાં છે. કેટલાક બ્રાહ્મણો વૃદ્ધ થઇ જતા, ત્યારે તેઓ પોતે પાણીમાં ડૂબી મરતા અથવા બળી મરતા. સિકંદરના સમયમાં પણ અગ્નિમાં બેસીને મરનારનું ઉદાહરણ છે. માર્કોપોલો પણ આ પ્રથાનું વર્ણન કરે છે.

---

* ઇલિયટ: "હિસ્ટ્રી ઓફ ઇન્ડિયા" ભા. ૧, પૃ. ૮૮
× મેક્સમૂલર: ઇન્ડિયા: ,, ૨૯૫
+ માર્કો પોલો: ભા. ૨, ,, ૩૫૦ અને ૩૬૦

# ભારતીય સમાજમાં સ્ત્રીઓનુ સ્થાન

જ્યા સુધી સમાજમા સ્ત્રીઓને ઉચ્ચ સ્થાન ન મળે ત્યા સુધી કોઈ પણ સમાજની પૂર્ણ ઉન્નતિ ન કહેવાય પ્રાચીનકાળમા સ્ત્રીઓનો આદર થતો તેથીજ તેને અર્ધાંગનાનો શબ્દ આપ્યો છ ઘરમા તેનો દરજ્જો ઉચો હતો યજ્ઞયાત્રામા પતિની સાથે બેસવાનો તેનો અધિકાર હતો રામાયણ અને મહાભારત સિવાય પણ પછીના નાટકોમા સ્ત્રીઓનુ ઉચ્ચ સ્થાન બતાવ્યુ છે આપણા સમયના પ્રારભમા પણ સ્ત્રીઓનુ સ્થાન ઘણુ ઉચુ હતુ ભવભૂતિ અને નારાયણ ભટ્ટના નાટકોમાથી આ વાતને ટેકો મળે છે

## સ્ત્રીશિક્ષા

પાછલા સમયની માફક આ સમયમા **“સ્ત્રીશૂદ્રૌ નાધી-યતામ્”** પ્રચલિત નહતુ સ્ત્રીઓ ભણતી હતી બાણે લખ્યુ છે કે **રાજ્યશ્રીને** બૌદ્ધ સિદ્ધાંતો ભણાવવા માટે દિવાકર મિત્ર નિયુક્ત કરવામા આવ્યા હતા ઘણી સ્ત્રીઓ બૌધ્ધ ભિક્ષુ થતી શકરાચાર્યની સાથે શાસ્ત્રાર્થ કરવાવાળી મડનમિશ્રની વિદુષી સ્ત્રીનો દાખલો પ્રસિધ્ધ છે પ્રસિધ્ધ કવિ રાજશેખરની ચૌહાન પત્ની અવન્તિસુન્દરી વિદુષી હતી રાજશેખરે જ્યા પોતાના અને બીજાના મતમા મતભેદ બતાવ્યા છે ત્યા તેણે ત્રણ સ્થળોમા અવન્તિસુન્દરીનો પણ ભિન્ન મત આપ્યો છે તેણે પ્રાકૃત કવિતાનો કોશ બનાવ્યો જેમા તેણે દરેક શબ્દના પ્રયોગ માટે સ્વરચિત ઉદાહરણ દીધા હતા હેમચદ્ર પોતાની દેશીનામ માલામા બે ઠેકાણે મતભેદનો ઉલ્લેખ કર્યો છે સ્ત્રી-શિક્ષાના સબધમા રાજશેખરના વિચાર ‘પુરુષોની માફક સ્ત્રીઓ પણ કવિ હોય સસ્કાર આત્મામા પડે છે તથી ત્યા સ્ત્રી પુરુષનો ભેદ નથી રાજાઓ અને મત્રીઓની પુત્રીઓ વેશ્યાઓ શાસ્ત્રોમા નિષ્ણાત અને કવયિત્રી હોય છે’* આપણા સમયમા ઘણી સ્ત્રીઓ સસ્કૃત કવિતાઓ રચતી

* નાગરી પ્રચારિણી પત્રિકા [ નવીન સ ] ભા ૨ પૃ ૮૦—૮૫

જેવી ઇંદુલેખા, મારુલા, મોરિકા, વિજ્જિકા, શીલા, સુભદ્રા, પદ્મશ્રી, મદાલસા અને લક્ષ્મી આ ઉપરાંત તેમને ગણિતનું શિક્ષણ અપાતાના ઉદાહરણો પણ છે ભાસ્કરાચાર્યે (૧૨ મી સદીમા) પોતાની પુત્રી **લીલાવતી**ને ગણિત ભણાવવા '**લીલાવતી**' ગ્રંથ લખ્યો સ્ત્રીઓને લલિત કલાઓની સારી શિક્ષા અપાતી **રાજ્યશ્રી**ને સંગીત નૃત્ય આદિ શીખવવા માટે કરાયેલા પ્રબંધનો ઉલ્લેખ બાણે કર્યો છે હર્ષની રત્નાવલીમા રાણી વર્તિકાથી રંગીન ચિત્ર બનાવે છે× તેમાજ રાણીને ગીત, નૃત્ય આદિ વિષયમા સલાહ દેનારી બનાવી છે આના ઘણા ઉદાહરણો મળી આવે

**પડદો**

તે સમયે પડદો પ્રચલિત ન હતો રાજાઓની સ્ત્રીઓ દરબારમા આવતી હુએનત્સંગ લખે છે કે જ્યારે હૂણ મિહિરકુલ હારીને પકડાઈ ગયો, તે સમયે બાળાદિત્યની રાજમાતા તેને મળવાને આવી+ હર્ષની માતા રાજદરબારીઓને મળતી બાણે કાદબરીમા વિલાસવતીના વર્ણનમા જોષીઓને મળવુ બ્રાહ્મણોને મળવુ તથા મંદિરમાં કથા સાભળવા જવુ એવા વર્ણનો આવે છે રાજ્યશ્રી પોતે હુએનત્સંગને મળી હતી તે વખતમા નાટકોમા પણ પડદાનો ઉલ્લેખ નથી યાત્રી અબુઝૈદે પણ રાજદરબારમા દેશી પરદેશીઓની સામે સ્ત્રીઓ આવતી તેનુ વર્ણન કર્યુ છે મેળાઓમા, બાગમા, સ્ત્રી પુરુષો સાથે જતા તેના ઉદાહરણો કામસૂત્રમા મળે છે સ્ત્રીઓ રાજાના સેવકનુ કામ પણ કરતી અને દરબારમા, લડાઈમા પણ જતી શસ્ત્રસજ્જ થઈને ઘોડા પર સ્વારી કરતી કોઇ કોઇ સ્થળે રાણીઓના પકડાવાના ઉલ્લેખ પણ મળે છે દક્ષિણના પશ્ચિમી સોલકી વિક્રમાદિત્યની બ્હેન અક્કાદેવી વીર પ્રકૃતિની હતી અને રાજકાર્યમા નિપુણ હતી અને ચાર પ્રદેશો પર

× રત્નાવલી અ ૨
+ વાટર્સ ઓન યુવનચ્વાગ ભા ૧ પૃ ૨૮૮-૮૯

શાસન કરતી એક શિલાલેખના પ્રમાણે તેણે ગોકાગે (બેલગામ જીલ્લામા)ના કિલ્લાને ઘેરો નાખ્યો હતો આવા બીજા ઉદાહરણોથી માલમ થાય છે જે તે વખતે પડદાની પ્રથા ન હતી એટલુ નક્કી છે કે રાજાના અત પુરમા દરેકનો પ્રવેશ ન હતો

મુસલમાનોના આવ્યા પછી પર્દાનો રિવાજ થયો ઉત્તરભારતમા તેમનુ જોર વધારે હોવાથી ત્યા ધીમે ધીમે પર્દો અને ઘૂમટાની પ્રથા મોટા ઘરોમા ચાલી, પણ તેમનુ જોર ન હતુ ત્યા પદો અને ઘૂમટા ન પ્રસર્યો આજે પણ રાજપૂતાનાથી દક્ષિણના ભાગોમા તે પધ્ધતિ નથી અને છે તે નામમાત્ર છે

## વિવાહ

મનુસ્મૃતિમા આઠ પ્રકારના વિવાહો છે બ્રાહ્મ, દૈવ આર્ષ, પ્રાજાપત્ય આસુર ગાન્ધર્વ રાક્ષસ અને પૈશાચ સભવ છે કે તે સમયે આ વિવાહના પ્રકારો થોડા પ્રચલિત હોય પણ તેનો પ્રચાર ઓછો થતો જતો હતો યાજ્ઞવલ્ક્યે આઠનો ઉલ્લેખ કર્યો છે પણ પહેલા ચારજ કરવાને યોગ્ય બતાવ્યા છે વિષ્ણુ અને શખ સ્મૃતિઓમા પણ પહેલા ચાર ગ્રાહ્ય બતાવ્યા છે હારીત સ્મૃતિમા ફક્ત પ્રથમને જ ઉચિત માન્યો છે

કુલીન ઘરોમા ઘણા વિવાહની પ્રથા ચાલુ હતી રાજા, સરદાર અને ધનાઢ્ય લોકો પ્રાય કેટલાક વિવાહ કરતા એક શિલાલેખમા કલચુરી રાજા ગાગેયદેવના મરવા પછી તેની ઘણી સ્ત્રીઓનુ સતી હોવાનુ જણાવે છે તે સમય સુધી બાલ-વિવાહની પ્રથા શરૂ થઈ ન હતી કાળિદાસે શકુન્તલાની સાથે દુષ્યન્તનો મેળાપ વર્ણવ્યો છે, તે વખતે શકુન્તલા મોટી થઇ ગઈ હતી ગૃહ્યસૂત્રોના વિવાહના કેટલાક સમય બાદ ગર્ભાધાન કરવાનો ઉલ્લેખ કર્યો છે, જેથી સ્પષ્ટ થાય છે કે કન્યા તે સમયે મોટી થઇ જતી મનુસ્મૃતિમા કન્યાની ઉમ્મર ૧૬ વર્ષની કહી છે રાજ્યશ્રીની ઉમ્મર પણ વિવાહ વખતે ૧૪ વર્ષની

હતી. કાદંબરીમાં મહાશ્વેતાની ઉંમર વિવાહયોગ્ય થઈ ગઈ હતી. અલબત્ત આપણા સમયના અંત ભાગમાં બાળવિવાહની પ્રથા શરૂ થઈ ગઈ હતી. મુસલમાનો આવ્યા પછી આ પ્રથા વધારે વધી. વિધવા વિવાહની પ્રથા જો કે પહેલાં જેવી એ સમયમાં પ્રચલિત ન હતી, છતાં તેનો અભાવ ન હતો. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં વિધવાવિવાહનું વર્ણન છે. વિષ્ણુએ લખ્યું છે કે અસંભુક્ત વિધવાના બીજા વિવાહથી થયેલો પુત્ર વારસદાર ગણાશે. પરાશર પણ લખે છે કે જો સ્ત્રીનો પતિ મરી ગયો હોય, સાધુ બની ગયો હોય, નાસી ગયો હોય અથવા નપુંસક થઈ ગયો હોય તો તે પુનર્વિવાહ કરી શકે.* પ્રસિદ્ધ જૈનમંત્રી વસ્તુપાળ તેજપાળનું વિધવાથી ઉત્પન્ન હોવાનું જાણીતું છે. આ પ્રથા ધીમે ધીમે ઓછી થતી ગઈ અને અંતમાં દ્વિજોમાં આ બિલકુલ નષ્ટ થઈ ગઈ. અલબેરુની લખે છે કે એક સ્ત્રી બીજીવાર વિવાહ નથી કરી શકતી. વિધવાનો પોશાક જુદો હતો. જેનો ઉલ્લેખ બાણે રાજ્યશ્રીના વર્ણન વખતે "**वध्नातु वैधव्यवेणी**" લખીને કર્યો છે. આજે પણ પ્રાય: ઉચ્ચ કુટુંબમાં વિધવાવિવાહ નથી થતો, છતાં ઘણી જાતિઓમાં તે પ્રચલિત છે.

## સતી-પ્રથા

સતી પ્રથાનું પ્રચલન આપણા કાળની પૂર્વે હતું. આ પ્રથા આપણા સમયમાં વધતી ગઈ. હર્ષની માતાનું સ્વયં અગ્નિમાં બળી મરવાનું **हर्षचरित**માં મળે છે. **રાજ્યશ્રી** પણ અગ્નિમાં બળવા માટે તૈયાર થઈ હતી પણ હર્ષે તેને રોકી. **प्रियदर्शिका**માં વિંધ્યકેતુની સ્ત્રીનું સતી થવાનું વર્ણન છે. આથી પહેલાં છઠ્ઠી સદીમાં

---

* नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते॥ अ० ,

એક શિલાલેખના પ્રમાણે ભાનુગુપ્તના સેનાપતિ ગોપરાજની સ્ત્રીનું સતી હોવાનું ઉદાહરણ મળે છે. અલબેરુની લખે છે કે વિધવાઓ ક્યાં તો તપસ્વિનીનું જીવન ગાળે છે, ક્યાં તો બળી મરે છે. રાજાઓની સ્ત્રીઓ જો વૃદ્ધ ન હોય તો સતી થાય છે.× બધી વિધવાઓ માટે સતી થવું આવશ્યક ન હતું. પોતાની ઈચ્છા પ્રમાણે સતી થતી.

આવી પ્રથાઓ હોવા છતાં પણ સ્ત્રીઓની સામાજીક સ્થિતિ ઉચ્ચ હતી. તેમનો પૂર્ણ આદર થતો. વેદવ્યાસસ્મૃતિમાં તેમની આપેલી દિનચર્યા જાણવા જેવી છે: પત્ની પતિના પહેલાં ઉઠીને ઘર સાફ કરે, સ્નાન કરે અને ભોજન બનાવે. પતિને ભોજન કરાવ્યા પછી વૈશ્વદેવ કરે. ત્યારપછી ખાઇને રહેલા દિનમાં આયવ્યયનો વિચાર કરે. સાયંકાળમાં પણ ફરીથી ભોજન બનાવે. ઘરમાં તેમનું સન્માન હતું. મનુસ્મૃતિના પ્રમાણે જ્યા સ્ત્રીઓને માન છે, ત્યાં દેવ રહે છે ત્યાં લખ્યું છે કે આચાર્ય ઉપાધ્યાયથી અને પિતા આચાર્યથી દસ ગણા સમ્માન્ય છે પણ માતા પિતાથી હજાર ગણી માનને લાયક છે. તેમની સ્થિતિ પણ કાયદા પ્રમાણે ઉતરતી ન હતી. તેમની પોતાની સંપત્તિ માટે રાજનિયમો બન્યા હતા. તેમને મિલ્કત મળી શકતી. આ વિષયમા આગળ વધારે લખીશું.

---

× અલબેરુનીઝ ઇન્ડિયા, પૃ ૧૫૫

# દ્વિતીય વ્યાખ્યાન

## સાહિત્ય

પ્રાચીન ભારતનું વાઙ્મય ઘણું વિસ્તૃત, ગંભીર અને ઉન્નત હતું. બધા વિષયો તરફ ભારતીય વિદ્વાનોનું પૂરૂં ધ્યાન હતું. સાહિત્ય, વ્યાકરણ, આયુર્વેદ, જ્યોતિષ, ગણિત, વિજ્ઞાન, કલાકૌશલ્ય આદિ બધા વિષયો ઉન્નતિની ચરમ સીમા સુધી પહોંચ્યા હતા. ક્રમશઃ આ વિષયોની ઉન્નતિનો કાંઈ પરિચય આપવાનો યત્ન કરીશ. પ્રથમ એક વાત કહી લઉં. પ્રાચીનકાળમાં સાહિત્ય એટલે કેવળ લલિત સાહિત્ય, કાવ્ય, નાટક, કથા, ઉપન્યાસ અલંકાર આદિ વિષયો મનાતા; પણ આજકાલ સાહિત્ય શબ્દ ઘણા વ્યાપક અર્થમાં પ્રયોજાય છે. તેમાં વિદ્યા સંબંધી સમસ્ત વિષયો પણ આવી જાય.

આપણા નિર્દિષ્ટ સમયનું સાહિત્ય ભાષાની દૃષ્ટિથી ત્રણ વિભાગોમાં વિભક્ત કરી શકાયઃ—

૧. સંસ્કૃત સાહિત્ય વધારેમાં વધારે મળી આવે છે. તે સમયે સંસ્કૃત જ રાજકીય ભાષા હતી. રાજ્યકાર્ય તેમાં જ ચાલતું. શિલાલેખ, તામ્રપત્ર વગેરે પણ પ્રાયઃ તેમાં જ લખાતા. આ સિવાય પણ સંસ્કૃત ભારતવર્ષના વિદ્વાનોની ભાષા હતી. આથી સંસ્કૃતનો પ્રચાર પ્રાયઃ સંપૂર્ણ ભારતમાં હતો.

૨. પ્રાકૃતનો સર્વ સાધારણ જનતામાં પ્રચાર હતો. આ ભાષા બોલવા—ચાલવામાં વપરાતી. આનું સાહિત્ય પણ ઉન્નત હતું.

૩. દક્ષિણ ભારતમાં જો કે પંડિતોમાં સંસ્કૃતનો પ્રચાર હતો, છતાં ત્યાંની બોલવા—ચાલવાની ભાષા હતી દ્રાવિડી, જેમાં તામિલ,

**તેલુગુ, મલયાલમ, કાનડી** આદિ ભાષાઓનો સમાવેશ થાય છે. આ ભાષાઓનુ સાહિત્ય પણ આપણા સમયમા ઉન્નત થયુ. હવે ક્રમશઃ આ ત્રણે ભાષાઓ ઉપર વિચારીએ.

## લલિત સાહિત્ય

### સંસ્કૃત સાહિત્યના વિકાસની પ્રગતિ :

સાહિત્યની દષ્ટિથી આપણો સમય ઘણો જ ઉન્નત છે આપણા સમય પહેલા પણ સસ્કૃત સાહિત્યનો વિકાસ શરૂ થઈ ગયો હતો પણ તેની વૃદ્ધિ આપણા સમયમા ચાલુ રહી આ સમયમા આપણે અન્ય ભાષાઓના વિકાસની માફક સસ્કૃતમા ભાષાના નિયમ સબધી અથવા રૂપ સબંધી પરિવર્તન નથી જોતા આનુ એક કારણ છે આ સમયના પહેલા—૬૦૦ ઈ સ પૂર્વની આસપાસ આચાર્ય પાણિનિએ પોતાના વ્યાકરણના જટિલ નિયમો દ્વારા સસ્કૃતને જકડી લીધુ પાણિનિના આ નિયમો તોડવાનુ સાહસ સસ્કૃતના કોઇ કવિએ નથી કર્યુ, કારણ કે આપણા પૂર્વજો પાણિનિને મહર્ષિ માનતા અને તેમનામા પૂર્વજોની અગાધ ભક્તિ હતી તેમના નિયમોને તોડવા એટલે પાપ સમજાતુ આ પ્રવૃત્તિ આપણામા ઘણા પ્રાચીન કાળથી ચાલી આવે છે આથી જ મહાભાષ્યકારે પાણિનિના સૂત્રોમા કોઇકોઈ સ્થળે પર ત્રુટીઓ બતાવ્યા છતા પોતાને પાણિનિનુ રહસ્ય સમજવાને અસમર્થ માનીને તેમનો આદર કર્યો છે આ સમયમા સસ્કૃત સાહિત્યમા લાલિત્ય લાવવાની કોશિશ થઈ શબ્દ–ભડાર ખૂબ વધ્યો સસ્કૃતની ભિન્ન ભિન્ન લેખનશૈલીઓ આવિષ્કૃત થઈ આ વિકાસ ૬૦૦ ઈ સ ની પણ પહેલા શરૂ થઇ ચૂક્યો હતો કવિચૂડામણિ કાલિદાસ, ભાસ, અશ્વઘોષ વગેરે પણ પોતાના કાવ્યોદ્વારા તત્કાલીન સાહિત્યને સુસપન્ન કરી ગયા હતા. મહાભારત અને રામાયણ પણ તેમના પૂર્વે લખાયા હતા. પણ આ વિકાસ અહીંથી જ ન રોકાયો આ ઉન્નતિ ઘણા

વખત સુધી ચાલુ રહી, અને આપણે જોઈશું કે આ ઉન્નતિક્રમ ૬૦૦ ઈ સ પછી પણ તે જ રીતે ચાલુ રહ્યો આપણા સમયમા સેકડો કાવ્યો (ગદ્ય અને પદ્ય), નાટકો, ઉપન્યાસો, કથાઓ અને આખ્યાયિકાઓ લખાયા

## તત્કાલીન સાહિત્યનાં કેટલાંક ઉત્કૃષ્ટ કાવ્યો :

ભારતીય સાહિત્યના જેટલા ગ્રથો આજ વિદ્યમાન છે, કેવળ તેમને દેખીને જ તત્કાલીન સાહિત્યની ઉન્નતિનું બરાબર અનુમાન ન કરી શકીએ તે વખતના લખાયેલા સેકડો ગ્રથ-રત્નો નાશ પામ્યા છે અને ઘણા ગુપ્ત જગામા પડયા હશે જેમનો પત્તો હજી સુધી નથી મળ્યો. દૈવી કૃપાથી જે ગ્રંથો બચ્યા છે તેની સખ્યા ઘણી થોડી છે, છતા પણ તત્કાલીન સાહિત્યની સ્થિતિ જાણવાને માટે બચેલા ગ્રંથો પૂરતા છે

તે વખતના મળી આવતા કાવ્યસાહિત્યથી જણાય છે કે તે વખતનુ ઘણુ સાહિત્ય રામાયણ અને મહાભારતની ઘટનાઓથી ભરપૂર હતું જો આપણે રામાયણ અને મહાભારતની કથાઓની સાથે સંબધ ધરાવતા પુસ્તકોને અલગ રાખીયે, તો બાકી રહેલા પુસ્તકોની સંખ્યા ઘણી જ થોડી રહી જાય અહીં આપણે સસ્કૃતના કેટલાક ઉત્કૃષ્ટ કાવ્યોનો પરિચય કરીશુ

## किरातार्जुनीय

આના કર્તા **भारवि** સાતમી શતાબ્દિમા થયા તેમનો સબધ મહાભારતની ઘટનાઓમા છે આ કાવ્ય ફક્ત સાહિત્યની દૃષ્ટિથી નહિ, પણ નીતિશાસ્ત્રની દૃષ્ટિથી પણ એક ઉત્કૃષ્ટ ગ્રથ છે અર્થ-ગૌરવ તેનો ખાસ ગુણ છે તેના અતના ભાગમા કવિએ શબ્દ-વૈચિત્ર્યના

ઘણા અદ્ભુત અને ઉત્તમ ઉદાહરણો આપ્યાં છે એક શ્લોકમા તો 'ન' સિવાય કોઈ અક્ષર પણ નથી, કેવળ અ તમા 'ત' છે *

**अमरुशतक** પણ એક ઉચ્ચ કોટીનુ કાવ્ય છે આના વિષે પ્રસિદ્ધ વિદ્વાન્ ડૉ૦ મેકડોનાલ્ડે લખ્યુ છે કે આ પુસ્તકનો લેખક પ્રેમિઓની પ્રસન્નતા, દુ:ખ, ક્રોધ અને ભક્તિના ભાવો દેખાડવામા સિદ્ધહસ્ત છે

## भट्टिकाव्य

વલભીના રાજા ધરસેનના આશ્રિત **भट्टी**એ સાહિત્યના રૂપમા શુષ્ક વ્યાકરણના રૂપ શીખવાડવાની સાથે સાથે રામની કથા લખી છે.

## शिशुपालवध

આમા કૃષ્ણ દ્વારા શિશુપાલના વધની કથા છે આનો કર્તા **माघ कवि** સાતમી શતાબ્દિના ઉત્તરાર્ધમા થયો આ કાવ્યમા રચના-સૌદર્યની સાથે ઉપમા, અર્થ-ગૌરવ અને પદલાલિત્યનો સારો ચમત્કાર છે તેમની કવિતા વિષે કહેવાય છે કે -

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥

## नलोदय

આમા નલદમયતીની કથા છે આની વર્ણનશૈલી અને છંદોની વિવિધતા ખાસ મહત્વની છે તુકોનો ચમત્કાર આની વિશેષતા છે

---

* न नोननुन्नो नुन्नोनो नाना नानानना ननु ।
नुन्नोऽनुन्नो ननुन्नेनो नानेनानुन्ननुन्ननुत् ॥
किरात० स० १५, श्लो० १४

કેવળ અંતમાં નહિ, પણ મધ્યમાં પણ તે જણાય છે. આ ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં એક નવીન ચીજ છે.

## राघवपांडवीय

આના કર્તા **कविराज** હતા [ ૮૦૦ ઇ. સ. ]. આ ગ્રંથમાં રામાયણ અને મહાભારતની બીનાઓનું સાથે સાથે વર્ણન છે. દરેક શ્લોકના બે અર્થ હોય છે. એકથી રામાયણની કથા કહેવાય અને બીજાથી મહાભારતની. આ શૈલીનાં બીજાં પણ કાવ્યો મળી આવે છે.

## पार्श्वाभ्युदय काव्य

આ ગ્રંથ જૈન **आचार्य जिनसेने** દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ (નવમી સદીમાં)ના સમયમાં લખ્યો. આની વિશેષતા એ છે કે પાર્શ્વનાથના ચરિતની સાથે કોઇવાર અંતિમ પંક્તિ, કોઈ ઠેકાણે પહેલી–ચોથી, કોઇવાર પહેલી–ત્રીજી કોઇવાર બીજી–ત્રીજી મેઘદૂતમાંથી લીધેલી છે. આ પ્રમાણે તેમણે પોતાના બૃહત્ કાવ્યમાં આખા મેઘ-દૂતનો સમાવેશ કર્યો છે; છતાં કથામાં ફેર નથી પડવા દીધો. આ પુસ્તકથી સમસ્ત મેઘદૂતનો તત્કાલીન પાઠનો નિર્ણય થાય છે.

આ પ્રમાણે પ્રાયઃ સંપૂર્ણ પદ્ય સાહિત્ય ગાઇ શકવાથી ગેય કાવ્ય ( Lyric poetry ) કહી શકાય, પણ **जयदेव**નું બારમી શતાબ્દિમાં બનેલું **'गीतगोविंद'** ગેયકવિતાનો ઉત્કૃષ્ટ નમુનો છે. કવિએ આમા કંઇક છન્દોમા અત્યંત ઉત્તમ શબ્દ–વિન્યાસની પૂર્ણતા બતાવી છે. પોતાની અનુપમ ચતુરતાથી અનુપ્રાસ અને તુકોના ઉપયોગથી તેમણે કવિતાને ઘણીજ મધુર અને ભાવોત્તેજક બનાવી છે. આને ભિન્ન ભિન્ન રાગોમાં ગાઇ શકાય છે. આ કાવ્યની મોટા મોટા પાશ્ચાત્ય વિદ્વાનોએ મુક્તકંઠે પ્રશંસા કરી છે અને ઘણાએ તો તેમાં ગેય કવિતાની પરાકાષ્ટા માની છે

આ સિવાય આપણા સમયમાં બીજા ઘણા સંસ્કૃત કાવ્યો લખાયાં છે, જેવો પરિચય ફક્ત નામોથી જ કરાવીશ પ્રસિદ્ધ કવિ **क्षेमेन्द्रे** **'रामायण-मंजरी', 'भारत मंजरी', 'दशावतारचरित', 'समय-मातृका', 'जानकमाला', 'कविकंठाभरण', 'चतुर्वर्ग-संग्रह'**, આદિ નાના ઘણા ગ્રંથો લખ્યા **कुमारदासनु 'जानकी-हरण', हरदत्त-विरचित 'राघवनैषधीय', मंख कवि** લિખિત **'श्रीकंठचरित', हर्ष** કૃત **'नैषधचरित', वस्तुपाल** વિનિર્મિત, **'नरनारायणानन्द काव्य', राजानक जयरथ**-પ્રણિત **'हर-चरित-चितामणि', राजाकर रत्नाकरनु 'हरविजय-महा-काव्य', दामोदर**-વિરચિત **'कुट्टिनीमत', वाग्भट** કૃત **'नेमि-निर्वाण', धनंजय श्रेष्ठिनु 'द्विधास धान महाकाव्य', सन्ध्याकरनंदीनु 'रामचरित', निल्हण** પ્રણિત **'विक्रमांक-देव चरित्र', पद्मगुप्त** પ્રણિત **'नवसाहसांक चरित', हेमचंद्रनु 'द्वयाश्रय महाकाव्य', जयानक** રચિત **'पृथ्वी-राज विजय', सोमदेवकृत 'कीर्तिकौमुदी'** અને **कल्हण** વિનિર્મિત **'राजतरंगिणी'** : આવા ઘણા કાવ્યો છે

આમાથી છેવટના માત ઐતિહાસિક ગ્રંથ છે

**सुभाषित संग्रहः** આ સમયમા ભિન્ન ભિન્ન વિષયોના ઉત્તમ શ્લોકોનો સગ્રહ — **सुभाषितनो** થઈ ચૂક્યો હતો **अमितगति** (૯૯૩ ઈ સ )ના **सुभाषित रत्न सदोह** અને **वल्लभदेव** (૧૧મી

શતાબ્દિ*ના )ની **'सुभाषितावली'**ના સિવાય એક બૌદ્ધ વિદ્વાનનો સુભાષિત સંગ્રહ મળ્યો છે આ સંગ્રહ ડૉ. થોમસે **'कवीन्द्रवचन समुच्चय'** નામથી પ્રકાશિત કર્યો છે આ ગ્રંથની ૧૦મી શતાબ્દિમાં લખેલી નકલ મળી છે આ ગ્રંથનું તથા તેના લેખકનું નામ હજુ અજ્ઞાત છે

**गद्यकाव्य** સાહિત્યમાં કથાઓ અને આખ્યાયિકાઓનો પણ વિશાળ ભાગ છે આ ભાગમાં સંસ્કૃતના વિદ્વાનોએ આ તરફ પણ ઉપેક્ષા નથી કરી નાની નાની કથાઓની પદ્ધતિ ભારતમાં ઘણા પ્રાચીન સમયથી ચાલી આવતી બૌદ્ધ અને જૈનના ધર્મગ્રન્થોના નિર્માણકાળ સુધીમાં આ પદ્ધતિનો પૂર્ણ વિકાસ થઈ ચૂક્યો હતો ઈ સ ૬૦૦ની પૂર્વે ઘણી જ કથાઓ થઈ ગઈ હતી જેનો મહાભારત પુરાણોમાં સમાવેશ થએલો છે આ સમય સુધીમાં **पंचतंत्र** બની ચૂક્યું હતું આનો રચનાસમય નિશ્ચિત નથી બતાવી શકાતો હા એટલું કહી શકાય કે ૫૭૦ ઈ સ મા તેનો **पहलवी** ભાષામાં અનુવાદ થઈ ગયો હતો આ ગ્રંથ એટલો પ્રસિદ્ધિમાં આવ્યો કે તેના **अरबी** અને **सीरिअन** ભાષામાં પણ અનુવાદ થઈ ગયા આના સિવાય આપણા સમયના પહેલા **गुणाढय** નામના વિદ્વાન દ્વારા પૈશાચીમાં લખાયેલી **बृहत्कथा'** પણ વિદ્યમાન હતી દંડી, **सुबंधु** અને **बाण**ના નિર્દેશોથી મળી આવે છે **क्षेमेन्द्रे 'बृहत्कथामंजरी'**ના નામથી ૧૦૩૭ ઈ સ ની આસપાસ તેનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો **पंडित सोमदेवे** પણ **'कथासरित्सागर'**ના નામથી એનો અનુવાદ ( ૧૦૬૩–૧૦૮૧ના

---

* કેટલાક વિદ્વાનો આ ગ્રંથને ૧૪મી શતાબ્દિમાં માને છે પરંતુ તે બરાબર નથી સર્વાનંદે જે ૧૦૮૧ શક સંવત ( ૧૧૫૯ ઈ સ )માં થયા હતો, તેણે અમરકોશની 'ટીકા સર્વસ્વ'માં સુભાષિતાવલીના અવતરણ લીધા છે

મધ્યમા ) કર્યો ' બૃહત્કથા 'નુ ત્રીજુ રૂપ 'बृहत्कथाश्लोकसंग्रह' ના નામથી મળી આવે છે આના સિવાય वैताल-पचविंशती 'सिंहासनद्वात्रिंशतिका', 'शुक सप्तति' આદિ કથાઓના ઘણા નાના નાના સંગ્રહો મળી આવે છે આ અનુવાદથી ભારતીય કથાઓનો યુરોપમા પણ પ્રવેશ થઇ ગયા અને ત્યા પણ આ કથાઓ પ્રચલિત થઇ ગઇ. આજ કારણથી ઘણી અરબી કથાઓમા ભારતીય કથાઓની સાથે ઘણી સમાનતા જોવામા આવે છે.

આવા નાના નાના સગ્રહો સિવાય વણા બીજા ગદ્ય, ઉપન્યાસ અને આખ્યાયિકાઓ લખવામા આવ્યા જો કે આ ગ્રથો ગદ્યમા છે, પણ તેની વર્ણનશૈલી પ્રાય પદ્ય કાવ્યોની જ છે અલકાર, શબ્દવૈચિત્ર્ય તથા અનુપ્રાસાદિની આમા બહુલતા છે સમાસ અને શ્લેષાદિ હોવાથી આની ભાષા ઘણીવાર કિલષ્ટ થઈ ગઈ છે આનાથી તત્કાલીન સભ્યતા, રહેણી-કરણી ઉપર સારો પ્રકાશ પડે છ दंडी કવિના રચેલા 'दश-कुमारचरित'થી આપણને તે વખતના રીતિ રિવાજ, સામાન્ય સભ્યતા, રાજા જેવા વિશિષ્ટ પુરૂષોની વ્યવહાર સબધી ઘણી જ્ઞાતવ્ય વાતો માલમ પડે છે सुबंधुरचित 'वासवदत्ता' પણ સસ્કૃત સાહિત્યમા એક અનોખો ગ્રથ છે પણ મોટે ભાગે પ્રત્યેક શબ્દ પર શ્લેષ હોવાના ભારથી તે વધારે કિલષ્ટ થઇ ગયુ છે કોઇ ઠેકાણે તો એક જ વાક્ય અથવા વાક્યખડના ૬-૭ અથવા તેથી પણ વધારે અર્થ થાય છે ભલે કવિએ પોતાની વિદ્વતા દાખવવા આવી રચના કરી હોય પણ સાધારણ વાચકોને માટે આ ઘણો જ વિષમ ગ્રથ છે, અને ટીકા વિના ઘણા સ્થળે રોકાવુ પડે છે આ સિવાય આપણે પ્રસિદ્ધ કવિ बाणनी 'कादंबरी' અને 'हर्षचरित' જોઈએ છીએ આમાથી 'हर्षचरित' એક ઐતિહાસિક ગદ્યકાવ્ય છે. આમા હર્ષકાલીન વિગતો મળે છે આની ભાષા કિલષ્ટ અને સમાસથી ભરેલી છે. આનો શબ્દ-

ભાર ઘણો જ મૂક્યો છે. શબ્દ અને ભાષાની દૃષ્ટિથી 'कादंबरी' સર્વોત્કૃષ્ટ છે. આની ભાષા ક્લિષ્ટ નથી, પણ તેમાં લાલિત્ય પહેલાં કરતાં વધારે છે. આને પૂરું કરતાં પહેલાં જ બાણનો દેહાંત થયો. આનો ઉત્તરાર્ધ બાણના પુત્ર पुलिन भट्टे (पुलिंद) લખીને પૂરો કર્યો. બાણ અને તેના પુત્ર સંસ્કૃત ગદ્ય લખવામાં જેટલા સફળ થયા તેટલા સફળ બીજું કોઈ પ્રથમાં નથી મળી આવતું. આથી જ પંડિતોમાં કહેવાય છે કે 'बाणोच्छिष्ट जगत्सर्वम्'. सोड्ढलनी 'उदयसुन्दरी' તથા ધનપાલની 'तिलकमंजरी' પણ સારા ગદ્ય ગ્રંથો છે.

## चंपू

સંસ્કૃત સાહિત્યમાં ચંપૂગ્રંથો (ગદ્ય-પદ્યાત્મક ગ્રંથો)નું પણ સારું સ્થાન છે. સૌથી વધારે પ્રસિદ્ધ 'नलचंपू' છે. આ त्रिविक्रम भट्टे ઈ.સ. ૯૧૫ની આસપાસ રચ્યું. सोमदेवनुं 'यशस्तिलक' પણ ઉત્તમ ચંપૂ છે. રાજા भोजे 'चंपूरामायण'ની રચના કરી પણ તેના ફક્ત પાંચ કાંડો જ લખી શક્યા.

## नाटक

નાટકોનો પ્રચાર ભારતવર્ષમાં ઘણા પ્રાચીનકાળમાં હતો અને ઈ.સ. પૂર્વેની છઠ્ઠી શતાબ્દીના અરસામાં બનેલા પાણિનિના પહેલાં પણ તેના નિયમોના ગ્રંથ બની ગયા હતા. પાણિનિએ शिलाली અને कृशाश्वना નાટ્યસૂત્રોના નામ પણ દીધાં છે. પાછળથી ભરતે 'नाटयशास्त्र' પણ લખ્યું. આપણા કાળથી પહેલાં भास, कालिदास, अश्वघोषादि પ્રસિદ્ધ નાટ્યલેખક થઈ ગયા હતા. આપણા સમયમાં પણ ઘણાં નાટકો લખાયાં.

મહારાજા **शूद्रके** લખેલુ **'मृच्छकटिक'** પણ ઘણુ ઉચ્ચ કોટિનુ નાટક છે આમા જીવનશક્તિ અને કર્મપરતાના ભાવો ઘણી મગ્મ રીતે દેખાડ્યા છે કનોજના પ્રસિદ્ધ રાજા **हर्षवर्द्धने** **'रत्नावली'** અને **'प्रियदर्शिका'** નામના નાટક લખ્યા આમા પાત્રોના ચરિત્રચિત્રણ તથા વસ્તુવિન્યાસ ઘણી ઉત્તમ રીતે કર્યા છે તેમનુ ત્રીજુ નાટક **'नागानंद'** છે પ્રો મેકડોનેલડે આની ઘણી પ્રશસા કરી છે નાટકમા મહાકવિ કાલિદાસની પણ પ્રતિસ્પર્ધા કરનારાળા **भवभूति** પણ આજ અરસામા થયા **भवभूति** નગરમા રહેનારા બ્રાહ્મણ હતા તેમના નાટકો ત્રણ છે **'मालतीमाधव'**, **'महावीरचरित'** અને **'उत्तररामचरित'** ત્રણે નાટકોમા વિશેષતા છે **मालती माधव** મા 'શૃગાર-રસ' છે, **महावीर-चरित** મા 'વીરરસ' છે અને **उत्तररामचरित**મા 'કરુણરસ' છે પણ કરુણરસના પ્રદર્શનમા **भवभूति** બધાથી ચઢી ગયા છે તેમની કલ્પનાશક્તિ ઘણીજ પ્રશસનીય છે **भास** અને **कालिदास**ની માફક તેના નાટકો રગભૂમિ ઉપર ભજવાય તેવા નથી કારણ કે તેમા મોટા મોટા વાક્યો છે **भट्ट नारायण**નો કાળ નિશ્ચિત રૂપથી નથી જણાતો તેમનુ **'वेणीसंहार'** એક ઉત્તમ નાટક છે આમા મહાભારતના યુદ્ધનુ વર્ણન છે આની પ્રધાનતા તેના **वीररस**મા છે **'मुद्राराक्षस'** કર્તા **विशाखदत्त** પણ ૮૪૦થી પાછળ નથી થયા પોતાની જાતનુ આ એક જ નાટક છે તે તદ્દન રાજનૈતિક છે કનોજના રાજા મહેન્દ્રપાલ અને મહિપાલની પાસે રહેનાર **राजशेखरे** પણ કેટલાક નાટકો લખ્યા આ સસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષાઓના પ્રકાડ પડિત હતા તેમણે પોતાના નાટકોમા ઘણા નવા છદોની રચના કરી છે કહેવતોનો પણ તેમણે ઘણે ઠેકાણે ઉપયોગ કર્યો છે

તેમના 'बालरामायण' અને 'बालभारत' નાટકોનો વિષય તો નામથી જ સ્પષ્ટ થશે. તેમનો ત્રીજો ગ્રંથ 'विद्धशालभंजिका' હાસ્યરસનો ઉત્તમ નમુનો છે ૮૫૦ ઇ. સ ની પૂર્વે થયેલા કવિ दामोदरे 'हनुमन्नाटक' અથવા 'महानाटक' લખ્યા એને નાટક કહેવા કરતા કાવ્ય કહેવુ અનુચિત નહિ કહેવાય આમા પ્રાકૃતનો કાઇ પણ ઉલ્લેખ નથી कृष्णमिश्र કવિએ (११६० ઇ. સ.) 'प्रबोधचंद्रोदय' નામનુ એક ઘણુ જ સરસ નાટક લખ્યુ આ નાટક અલંકારમય અને ભાવાત્મક છે નૈતિક અને દાર્શનિક દૃષ્ટિથી આ ઘણુ જ ઉત્તમ છે. આમા શાંતિ, ક્ષમા કામ, લોભ, ક્રોધ, દંભ, અહંકાર, મિથ્યાદૃષ્ટિ વગેરે પાત્રો રાખવામા આવ્યા છે ઐતિહાસિક દૃષ્ટિથી પણ આ ઉપયોગી નાટક છે

ઉપર કેટલાક નાટકોનો પરિચય આપવામા આવ્યો આના સિવાય પણ બીજા ઘણા નાટકો મળે છે मुरारि કૃત 'अनर्घराघव' बिल्हण રચિત 'कर्णसुंदरी' (નાટિકા), चंदेल રાજા પરમર્દિદેવના મંત્રી वत्सराजकृत ७ નાટકો (રૂપક) 'किरातार्जुनीय' (વ્યાયોગ) 'कर्पूरचरित' (ભાણ), 'रुक्मिणी परिणय' (ઇહામૃગ), 'त्रिपुरदाह' (ડિમ), 'हास्यचूडामणि' (પ્રહસન), અને 'समुद्रमंथन' (સમવકાર), ચૌહાન રાજા विग्रहराजे લખેલુ 'हरकेलि नाटक', सोमेश्वरे રચેલુ ललितविग्रहराजनाटक' પરમાર રાજા ધારાવર્ષના ભાઇ प्रल्हादन દેવનુ 'पार्थपराक्रम' (વ્યાયોગ) વગેરે જોવા જેવા છે આના સિવાય ઘણા લખાયા છે, જેના નામ વિસ્તાર થવાના ભયથી નથી લખવામા આવતા.

## ધ્વનિ, અલંકાર આદિ સાહિત્યનાં અંગ

સાહિત્યના ભિન્ન ભિન્ન અંગોની ઉન્નતિ આપણા સમય સુધીમા થઇ હતી ધ્વનિ, અલંકાર, રસ, વગેરે સાહિત્યના ઉપયોગી અને આવશ્યક અંગોપર પણ આપણા સમયમા અનેક ગ્રંથો લખાયા છે શ્રી **मम्मटाचार्ये** '**काव्यप्रकाश**' લખ્યો, પણ તે પૂર્ણ ન કરી શક્યા, આથી તેનો શેષ ભાગ **अलख** [અલ્લટ] સૂરીએ લખ્યો આ સિવાય પણ ઘણા ગ્રંથો લખાયા, જેમાથી **गोवर्धनाचार्य**નુ '**ध्वन्यालोक**' **भामह**નુ '**अलंकार शास्त्र**', **राजशेखर**કૃત '**काव्यमीमांसा**', **हेमचंद्र** રચિત '**काव्यानुशासन**', **वाग्भट** નિમિત '**काव्यानुशासन**', અને '**वाग्भटालंकार**', **उद्भट** નિમિત '**काव्यालंकार संग्रह**', **रुद्रट**નુ '**काव्यालंकारसंग्रह**' અને **भोज** રચિત '**सरस्वतीकंठाभरणम्**' મુખ્ય છે છંદશાસ્ત્ર તો વેદનુ અંગ કહેવાતુ આના ઉપર પણ અનેક મોટા ગ્રંથો લખાયા, જેમા **पिंगलाचार्य**નુ '**पिंगलछंदसूत्र**' ઉત્તમ છે આપણા સમયમા પણ પ્રશસ્તિનો સંબંધ રાખનારાઓ ઘણા ગ્રંથો લખાયા, જેમાથી **दामोदरमिश्र**નો '**वाणीभूषण**', **हेमचंद्र**કૃત '**छंदोऽनुशासन**', અને **क्षेमेन्द्र**કૃત '**सुवृत्ततिलक**' ઉલ્લેખ કરવા જેવા છે

ઉપર જણાવ્યુ છે કે આપણા સેંકડો કાવ્ય નાટક ઉપન્યાસ, વગેરેના ગ્રંથો અધમરવાળા દીર્ઘકાળના પ્રભાવથી મુસલમાન શાસકોના રાજ્યત્વમાળમા નષ્ટ થઇ ગયા. જેટલા મળે છે, તેમાથી કેટલાકનો ફક્ત પરિચય દીધા છે સંભવ છે કે, શોધ કરવાથી બીજા ઘણા ઉત્તમ અને ઐતિહાસિક દૃષ્ટિથી મહત્વવાળા ગ્રંથોનો પત્તો લાગે.

## તત્કાલીન કાવ્યસાહિત્યનું સિંહાવલોકન

૬૦૦ થી ૧૨૦૦ ઈ. સ. સુધીના સંસ્કૃત સાહિત્ય પર સરસરી નજર નાખવાથી લાગે છે કે તે સમયે સંસ્કૃત સાહિત્યની દૃષ્ટિએ ઉન્નતિની ચરમ સીમા સુધી પહોંચ્યું હતું કાવ્ય, અલંકાર, છંદઃશાસ્ત્ર, નાટક આદિ બધા અંગો ઉન્નતિશીલ નજરે પડે છે. આ સાહિત્ય-ગ્રંથોમા કેવળ પ્રેમકથાઓ નહિ, પણ વીર, કરુણ, આદિ બીજા રસોનો પણ પૂરો નિર્વાહ નજર પડે છે નીતિ અને શિક્ષાની દૃષ્ટિથી પણ આ ગ્રંથો આછા મહત્વના નથી भारविनु 'किरातार्जुनीय' રાજનીતિ-શાસ્ત્રની દૃષ્ટિથી અપૂર્વ છે बाणनी 'कादंबरी' અને 'हर्षचरित'મા કહેલા ઉપદેશો અત્યંત સુંદર છે કાવ્ય-ચમત્કાર તો આપણે પ્રાય દરેક કાવ્યમા થોડા ઘણા જોઈએ છીએ.

કવિતા ભારતીય આર્યોની અત્યંત પ્રિય વસ્તુ હતી કેવળ કાવ્યનો સંબંધ રાખવાવાળા ગ્રંથો જ કાવ્યમા ન લખાયા, પણ વૈદક, જ્યોતિષ, વ્યાકરણ, અંકગણિત, બીજગણિત (પ્રશ્ન અને ઉદાહરણ સુદ્ધા) જેવા અનેક વિષયોના ગ્રંથો છંદમા જ લખાયા આટલું જ નહિ, પણ ગુપ્તવંશી રાજાઓના સિક્કાઓ પર પણ કવિતાબદ્ધ લેખ મળે છે આટલા પ્રાચીનકાળમા સંસારના કોઈ પણ દેશમા સિક્કાઓ પર કવિતાબદ્ધ લેખ ન લખાતા

---

## વ્યાકરણ

પ્રાચીન કાળમા વ્યાકરણને વધારે મહત્વ અપાતુ વેદના છ અંગોમા વ્યાકરણ જ પ્રથમ અને પ્રધાન અંગ સમજાતું ૬૦૦ ઈ. સ. પૂ. વ્યાકરણ ઘણું ઉન્નત થઈ ચૂક્યું पाणिनिના વ્યાકરણ ઉપર कात्यायन અને पतंजलि પોતાના वार्तिक અને महाभाष्य

લખી ચૂક્યા હતા શરૂઆતના વિદ્યાર્થીઓ માટે લખાએલું **शर्ववर्मानु** '**कातंत्र व्याकरण**' પણ લખાઇ ગયેલું હતું આના ઉપર માન ટીકાઓ મળી છે આપણે જોઇએ છીએ કે વ્યાકરણ ઘણા સમય સુધી હિંદુઓમાં મુખ્ય વિષય બન્યું પંડિત થવા માટે વ્યાકરણનું પ્રચંડ જ્ઞાન જરૂરી સમજાતું આપણા સમયમાં પણ વ્યાકરણના ઉત્તમોત્તમ ગ્રંથ લખાયા પ્રથમ જ **जयादित्य** અને **वामने** ઇ સ ૬૬૨ માં અથવા તેની આસપાસ '**काशिका वृत्ति**' નામથી પાણિનિના સૂત્રો પર ભાષ્ય લખ્યુ **भर्तृहरि**એ ભાષાશાસ્ત્રની દૃષ્ટિથી વ્યાકરણ પર '**वाक्यप्रदीप**' નામનો મોટો ગ્રંથ તથા '**महाभाष्य–दीपिका**' અને '**महाभाष्य–त्रिपदी**' નામના વ્યાખ્યાનો લખ્યાં એ સમય સુધીમા **उणादि सूत्रो** પણ બની ચૂક્યા હતા, જેની ટીકા ૧૨૫૦ ઇ સ મા **उज्ज्वलदत्ते** કરી **पाणिनिनी अष्टाध्यायी** પર લખાયેલા ગ્રંથો સિવાય પણ ઘણા સ્વતંત્ર વ્યાકરણ બન્યાં લગભગ ૬૦૦ ઇ સ મા **चंद्रगोमिने** '**चंद्रव्याकरण**' લખ્યુ આમા તેણે **पाणिनि**ના સૂત્રો અને મહાભાષ્યનો પણ કેટલોક ઉપયોગ કર્યો છે. આ પ્રમાણે જૈન **शाकटायने** નવમી શતાબ્દિમા એક વ્યાકરણ લખ્યુ. પ્રસિદ્ધ જૈન–આચાર્ય **हेमचंद्रे** પોતાની તથા પોતાના સમયના રાજા સિદ્ધરાજની સ્મૃતિ કાયમ રાખવા માટે શાકટાયનના વ્યાકરણથી પણ મોટુ '**सद्धहैम**' વ્યાકરણ લખ્યુ જૈન હોવાથી તેમણે વૈદિક ભાષા સબંધી વર્ણન ન કર્યું આના સીવાય નાના લખાયેલા ગ્રંથોનાં નામ. **वर्धमान**-પ્રણીત '**गणरत्न–महोदधि**' ભાસ કૃત '**गणकारिका**' વામન-વિરચિત '**लिंगानुशासन**', હેમચંદ્રનું '**उणादि-सूत्रवृत्ति**' '**धातुपाठ**' '**धातुपारायण**' '**धातुमाला**' '**शब्दानुशासन**' આદિ

## કોષ

ઉપર કહ્યા પ્રમાણે સંસ્કૃત સાહિત્યના વિકાસની દિશા ભાષા-પરિવર્તનની તરફ નહતી તેની દિશા હતી શબ્દભંડાર વધારવામાં, ભાષામાં લાલિત્ય તથા અલંકાર લાવવામાં. આ કાળમાં સંસ્કૃત સાહિત્યનો શબ્દભંડાર વધી ગયો આનું પરિણામ એ થયું કે કોષ બનવા લાગ્યા કેટલાક કોષ એવા છે જેમાં એક નામના તમામ પર્યાયવાચી શબ્દ એકઠા કરવામાં આવેલા હોય અને બીજામાં એક શબ્દના બધા અર્થો એકઠા કરવામાં આવ્યા હોય કેટલાક કોષોમાં શબ્દના લિંગ પણ બતાવ્યા છે **अमरसिंह**નો ' **अमरकोष** ' આપણા સમયની આસપાસ બનાવેલો છે આ કોષ એટલો લોકપ્રિય થયો કે તેનાપર લગભગ ૫૦ ટીકાઓ લખાઇ ગઇ, આમાંથી કેટલાકની જ મળી આવે છે, જેમાંથી લગભગ ૧૦૫૦ ઈ સ.માં થયેલા **भट क्षीरस्वामी**ની ટીકા પ્રસિદ્ધ છે **पुरुषोत्तमदेवे** ' **त्रिकांडकोष** 'ના નામથી અમરકોષનું પરિશિષ્ટ લખ્યું આ કોષ ઘણો જ ઉપયોગી છે, કારણ કે આમાં બૌદ્ધ, સંસ્કૃત તથા અન્ય પ્રાકૃત ભાષાના શબ્દો પણ છે આના લેખકે '**हारावली**' નામનો પણ એક કોષ લખ્યો. જેમાં તેમણે પહેલા ગ્રંથમાં ન મળી આવતા શબ્દો લખ્યા આમનો સમય ૭૦૦ની પાછળનો ન માની શકાય **शाश्वत**નો લખેલો '**अनेकार्थसमुच्चय**' પણ ઘણો ઉપયોગી કોષ છે **हलायुधे** ૯૫૦ ઈસ ની આસપાસમાં '**अभिधानरत्नमाला**' લખી આમાં કુલ ૯૦૦ શ્લોક છે દક્ષિણી વિદ્વાન **यादवभट्ट**નો **वैजयन्ति कोष** ' પણ ઘણો મોટો છે આમાં અક્ષરોની સંખ્યા અને લિંગની સાથે સાથે અકારાદિ ક્રમને અનુસરીને શબ્દો આ છે આના સિવાય **धनंजय** કૃત **नाममाला**, **महेश्वर** કૃત '**विश्वप्रकाश**' અને **मंखकवि** કૃત '**अनेकार्थकोष**' લખાયા.

હેમચંદ્રનો '**अभिधानचिंतामणि**' ઘણો મહત્વનો છે, જે તેમના કહેવા પ્રમાણે તેમના વ્યાકરણના પરિશિષ્ટ રૂપે છે પછીથી તેમણે આ કોષના પરિશિષ્ટ રૂપમા વનસ્પતિશાસ્ત્ર સબધી શબ્દોના ૩૯૬ શ્લોકોમા '**निघंटुकोष**' લખ્યો તેમણે '**अनेकार्थसंग्रह**' પણ લખ્યો. લગભગ ૧૨૦૦ની આસપાસ **केशवस्वामी**એ '**नानार्थ संकल्प**' નામનો કોષ લખ્યો

## દર્શન

આપણો નિર્દિષ્ટ કાળ દાર્શનિક દૃષ્ટિથી ઉન્નતિની પરાકાષ્ઠા સુધી પહોચ્યો હતો આ સમય પહેલા ભારતમા દર્શનના ૭ પ્રસિદ્ધ સમ્પ્રદાયો હતા **ન્યાય, વૈશેષિક સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા** અને **ઉત્તર મીમાસા [ વેદાન્ત ]** પાણિનિએ ન્યાયથી નૈયાયિક શબ્દ બનવાનો નિર્દેશ કર્યો છે બધા સમ્પ્રદાય ઉન્નતિના શિખર પર હતા આના સિવાય બૌદ્ધ અને જૈનદર્શન પણ ઘણા જ વધ્યા હતા રાષ્ટ્રની સમૃદ્ધિ, રાજ્યમા સુખ અને શાંતિ, જનતાને પેટ ભરીને ખાવાની ચિંતા ન રહેવી આ બધાનુ સ્વાભાવિક પરિણામ દાર્શનિક ઉન્નતિ થાય છે ઇ સ ૬૦૦ ની પૂર્વ સુધી છયે સમ્પ્રદાયોના મુખ્ય મુખ્ય ગ્રંથોનુ નિર્માણ થઇ ચૂકયુ હતુ અને તેના પર પ્રામાણિક અને ઉપયોગી ભાષ્ય પણ લખાયા હતા

### ન્યાયદર્શન

ન્યાયદર્શન એટલે એ કે જેમા કોઇ પણ વસ્તુના યથાર્થ જ્ઞાન માટે વિચારોની ઉચિત યોજનાનુ નિરુપણ હોય ન્યાયદર્શન પ્રમાણે ૧૬ પદાર્થોના સમ્યક્જ્ઞાનથી અપવર્ગ ( મોક્ષ )ની પ્રાપ્તિ થાય છે: **પ્રમાણ, પ્રમેય સંશય પ્રયોજન દૃષ્ટાંત સિદ્ધાંત અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા હેત્વાભાસ, છલ, જાતિ**

અને નિગ્રહસ્થાન. પ્રમાણ ચાર છેઃ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ. આપ્ત ( साक्षात्कृत धर्मा )નો શબ્દ જ પ્રમાણ છે. અદૃષ્ટાર્થમાં કેવળ વેદ પ્રમાણ છે. વેદ ઇશ્વરકૃત છે, માટે તેનાં વાક્યો સદા સત્ય અને વિશ્વસનીય છે. પ્રમેય ( જાણવા લાયક પદાર્થો ) ૧૨ છેઃ—

૧ આત્મા—બધી વસ્તુઓને જોવાવાળો, ભોગ કરનારો, જાણનારો અને અનુભવ કરનારો.
૨ શરીર—ભોગોનુ આયતન.
૩ ઇંદ્રિયો—ભોગોનું સાધન.
૪ અર્થ—ભોગ્ય પદાર્થ.
૫ બુદ્ધિ
૬ મન
૭ પ્રવૃત્તિ – મન, વચન અને શરીરનો વ્યાપાર
૮ દોષ—જેનાથી સાંસારિક કાર્યોમાં પ્રવૃત્તિ થાય છે.
૯ પુનર્જન્મ
૧૦ ફલ—સુખ યા દુઃખનો અનુભવ.
૧૧ દુઃખ
૧૨ મોક્ષ

ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન આત્માનાં લિંગ છે. આત્મા જ કર્તા અને ભોક્તા છે. સંસારને બનાવવાવાળો આત્માજ ઇશ્વર ( પરમ આત્મા ) છે. ઇશ્વરમાં પણ આત્માની માફક સંખ્યા પરિમાણ પૃથક્ત્વ સંયોગ, વિભાગ આદિ ગુણો છે, પણ નિત્યરૂપમાં પૂર્વજન્મમાં કરેલાં કર્મો પ્રમાણે શરીર ઉત્પન્ન થાય છે. પંચભૂતોથી ઇંદ્રિયો બને છે અને પરમાણુઓના યોગથી સૃષ્ટિ.

ઉપર લખેલા સિદ્ધાન્ત-પરિચયથી જણાય છે કે આપણું ન્યાય-શાસ્ત્ર કેવળ તર્કશાસ્ત્ર નહિ, પણ પ્રમેયોનો વિચાર કરવાવાળું દર્શન-શાસ્ત્ર હતું. પાશ્ચાત્ય તર્કશાસ્ત્રથી (Logic) આનો આજ ભેદ છે.

**आचार्य गौतम**નાં ન્યાયસૂત્રોના પ્રસિદ્ધ ભાષ્યકાર **वात्सायन**ના ન્યાયસૂત્ર-ભાષ્યની ટીકા **उद्योतकरे** સાતમી સદીના પ્રારંભમાં લખી આ ટીકા નૈયાયિક સંપ્રદાયમા પ્રમાણભૂત મનાય છે. વાસવદત્તાકાર સુબન્ધુએ મલ્લનાગ, ન્યાયસ્થિતિ, ધર્મકીર્તિ અને ઉદ્યોતકર આ ચાર નૈયાયિકોનો ઉલ્લેખ કર્યો છે સંભવત આ ચાર સાતમી સદીની આસપાસ થયા હોય ઉદ્યોતકરની ટીકા **वाचस्पति मिश्रे** કરી, જેની ટીમ ઉદયનાચાર્યે '**तात्पर्य परिशुद्धि**' નામથી લખી ૯૮૪ ઇ. સ ની આસપાસ બીજા **उदयने** પોતાનો પ્રસિદ્ધ '**कुसुमांजलि**' ગ્રંથ લખ્યો આમા તેણે ન્યાયના દષ્ટિબિંદુથી ઈશ્વરની સત્તા સિદ્ધ કરી છે સમાગ્ના આસ્તિકવાદ ઉપર લખાએલા ગ્રંથોમા આ એક ઉત્તમ મનાય છે ઉદયનની તર્કશૈલી, પ્રતિપાદન વિધિ ઘણી જ વિદ્વતા-પૂર્ણ અને આશ્ચર્યજનક છે આમા તેણે મીમાંસકોનો નાસ્તિકવાદ તથા વેદાન્તી, સાખ્ય અને બૌદ્ધના સત્કાર્યવાદનુ ઘણી જ સારી રીતે ખંડન કર્યું છે બૌદ્ધદર્શનના ખંડનમા પણ તેમણે એક પુસ્તક લખ્યું (**बौद्धधिक्कार**) આ બધા ગ્રંથો પ્રાચીન ન્યાયની સાથે સંબંધ ધરાવે છે.

ઇ સ ૬૦૦ ની લગભગ નૈયાયિક સપ્રદાયમા જૈન અને બૌદ્ધ દાર્શનિકોએ પણ પૂરતી ઉન્નતિ કરી હતી તેમની ન્યાયની પ્રાચીન શૈલીથી ભિન્ન હતી આનો વિકાસ થયો આઠમી સદીની આસપાસ. આને '**मध्यकालीन न्याय**' કહેવાય છે બૌદ્ધ નૈયાયિક **दिङ्नागे** આને પ્રચલિત કર્યો. નાલંદમા રહેનારા ધર્મપાલના શિષ્ય **धर्मकीर्तिએ**

સાતમી સદીમા 'न्यायबिंदु' નામનો ગ્રથ લખ્યો તેના પર ધર્મોત્તરે ૮૦૦ ઈ સ ની લગભગ એક ટીકા લખી જૈન વિદ્વાન हेमचद्रे સૂત્રશૈલી પર 'प्रमाणमीमांसा' લખ્યુ આ મધ્યકાલીન સપ્રદાયના અધિક પુસ્તકો નથી મળતા, પણ ટિબેટમા બૌદ્ધના ન્યાય સબધી કેટલીક સસ્કૃત ચોપડીઓના ટિબેટની ભાષાના અનુવાદ મળે છે મૂળ ગ્રથ ઉપલબ્ધ નથી

નવીન ન્યાય સપ્રદાયનો અભ્યુદય ૧૦૦૦ ઈ સ ની આસપાસ શરૂ થાય છે બગાલના નવદ્વીપમા गगेशे 'तत्त्वचिंतामणि' લખીને આ સપ્રદાયને પ્રચલિત કર્યો નવીન ન્યાયમા ભાષાની ક્લિષ્ટતા અને બાહ્ય શબ્દ–જ્ઞાનની પ્રધાનતા છે પાછળથી નદિયામા આ સપ્રદાયનો વધારે પ્રચાર થયો પરતુ આમા ન રહ્યો તત્ત્વનિર્ણય, ન તત્ત્વનિર્ણયનુ સામર્થ્ય, વધ્યો કેવળ શબ્દાડબર હજુ સુધી પણ બગાળમા આ પ્રચલિત છે

## વૈશેષિક દર્શન

વૈશેષિક દર્શન એનુ નામ છે જેમા પદાર્થોનો વિચાર તથા દ્રવ્યોનુ નિરૂપણ હોય. महर्षि कणादनु 'वैशेषिक दर्शन' ન્યાયદર્શનની સાથે કેટલીક સમાનતા ધરાવે છે સિદ્ધાત પક્ષમા ન્યાય કહેવાથી બે સમજાય છે, કારણ કે ગૌતમના ન્યાયમા પ્રમાણ–પક્ષ પ્રધાન છે, અને આમા પ્રમેય પક્ષ ઇશ્વર જગત જીવ આદિના સબધમા બન્નેના સિદ્ધાત એક છે ન્યાયમા ખાસ કરીને તર્કપદ્ધતિ અથવા પ્રમાણ વિષયનુ નિરૂપણ છે પણ વૈશેષિકમા આથી આગળ વધીને દ્રવ્યોની પરીક્ષા કરી છે નવ દ્રવ્યો ( પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા આત્મા અને મન )ની વિશેષતાઓ બતાવવાને કારણ આનુ નામ વૈશેષિક પડ્યુ આમાથી પહેલા ચાર પરમાણુ અવસ્થામા નિત્ય અને સ્થૂલ અવસ્થામા અનિત્ય છે બીજા

ચાર નિત્ય અને સર્વવ્યાપક છે મન નિત્ય છે, પણ સર્વવ્યાપક નહિ વૈશેષિકના પ્રમાણે પદાર્થ કેવળ ૭ છે : **દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય.** પાછળથી સાતમો પદાર્થ **અભાવ** ઉમેરાયો **રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, સંખ્યા, પૃથકત્વ, બુદ્ધિ, સુખ-દુઃખ** આદિ ચોવીસ ગુણો છે **ઉત્ક્ષેપણ, અવક્ષેપણ,** આદિ પાચ જાતની ગતિઓ કર્મ છે

વૈશેષિકનો પરમાણુવાદ પ્રસિદ્ધ છે પરમાણુ નિત્ય અને અક્ષર છે તેમની યોજનાથી પદાર્થ બને છે અને સૃષ્ટિ થાય છે જ્યારે જીવોને કર્મફળ ભોગવવાનો સમય આવે છે ત્યારે ઇશ્વરની આ ભોગને અનુકૂલ સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે આ ઇચ્છા અને પ્રેરણાથી પરમાણુઓમા ગતિ અથવા ક્ષોભ થાય છે, અને પરસ્પર મિલનથી સૃષ્ટિની યોજના થાય છે

આનુ જૈનદર્શન સાથે પણ સામ્ય છે આના ઉપર પ્રાચીન ભાષ્ય નથી મળતુ **प्रशस्तपाद**નો **'पदार्थधर्म-संग्रह'** મોટે ભાગે ઇ સ ૭૦૦મા બન્યો વૈશેષિક સપ્રદાયનો આ પ્રામાણિક ગ્રથ છે **श्रीधरे** ૯૯૧ મા આ પુસ્તકની ઘણી ઉત્તમ વ્યાખ્યા કરી જેમ જેમ સમય ગુજરતો ગયો, તેમ તેમ ન્યાય અને વૈશેષિક સપ્રદાયો પણ વધારે સમીપમા આવવા લાગ્યા

**સાંખ્ય**

સાખ્યમા સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમ ઉપર વધારે વ્યાખ્યા કરવામા આવી છે સાખ્યમત પ્રમાણે પ્રકૃતિ જ જગતનુ મૂળ છે અને સત્ત્વ, રજ, અને તમના યોગથી સૃષ્ટિ અને બધા પદાર્થોનો વિકાસ થયો છે આત્મા પુરુષ છે તે અકર્તા છે સાક્ષી છે અને પ્રકૃતિથી ભિન્ન છે આત્મા અથવા પુરુષ અનુભવાત્મક છે સાખ્યના મત પ્રમાણે પરમાત્મા (ઇશ્વર) કોઈ નથી આ સપ્રદાયવાળા ૨૫ તત્ત્વો માને છે -

પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ ( બુદ્ધિ ), અહંકાર, અગીઆર ઇન્દ્રિયો, ( પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન ) પાંચ ગુણ અને પાંચ મહાભૂત. સૃષ્ટિને પ્રકૃતિનું પરિણામ માનના હોવાથી તેને પરિણામવાદ કહેવાય છે.

સાંખ્યદર્શન પણ બીજાંની માફક પ્રાચીન છે. બુદ્ધના સમયમાં આનો વધારે પ્રચાર હતો. સાંખ્યદર્શન પ્રકૃતિવાદી હોવાથી બુધ્ધે પણ ઇશ્વરની સત્તાની ઉપેક્ષા કરી. वाचस्पति मिश्रे ઇશ્વરકૃષ્ણની 'सांख्यकारिका' પર 'सांख्यतत्त्वकौमुदी' નામની એક પ્રામાણિક ટીકા લખી. આ સંપ્રદાયના ઘણા ગ્રંથો નથી મળતા અને જે મળે છે તે આપણા કાળના નથી. એ નક્કી છે કે આ સંપ્રદાયનો પ્રચાર અગીઆરમી શતાબ્દીમાં સારો હતો. અલબેરૂનીએ પોતાના ગ્રન્થમાં સાંખ્યના વિષે ઠીક પ્રમાણમાં લખ્યું છે. આ સમય સુધી પણ ઇશ્વરકૃષ્ણની બનાવેલી 'સાંખ્યકારિકા'નો ઘણો પ્રચાર હતો, કારણ કે અલબેરૂનીએ કેટલાંક ઉદ્ધરણો તેમાંથી લીધાં છે. ઉપનિષદોમાં દેખાતો સાખ્યવાદ સેશ્વર લાગે છે, પણ ઇશ્વરકૃષ્ણ અને તેમની પછીના લેખકોએ તેને નિરીશ્વર માન્યો છે.

### યોગ

યોગદર્શન એટલે જેમાં ચિત્તને એકાગ્ર કરીને ઇશ્વરમાં લીન થવાનું વિધાન હોય. યોગદર્શનમાં આત્મા અને જગતના સંબંધમાં સાંખ્યદર્શનને અનુસરીને પ્રતિપાદન કર્યું છે, પણ પચીસ તત્ત્વોને બદલે આમાં છવ્વીસ તત્ત્વો માન્યાં છે. છવ્વીસમું તત્ત્વ કલેશ, કર્મ વિપાક આદિથી પૃથક્ ઇશ્વર છે. આમાં યોગના ઉદ્દેશ, અંગ, તથા ઇશ્વરની પ્રાપ્તિનાં સાધનો પર પૂરો વિચાર કરવામાં આવ્યો છે. યોગ સંપ્રદાયની અનુસાર **અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ અને અભિનિવેશ**, આ પાંચ પ્રકારના કલેશ માણસને થાય છે; અને કર્મો પ્રમાણે તે બીજો જન્મ લે છે. આમાંથી બચવાનો અને મોક્ષ

મેળવવાનો ઉપાય યોગ છે. ક્રમશઃ યોગના અંગોનું સાધન કરનાર મનુષ્ય સિદ્ધ થાય છે અને અંતમાં મોક્ષ પ્રાપ્ત કરે છે. ઇશ્વર નિત્ય, મુક્ત, એક, અદ્વિતીય અને ત્રિકાલાતીત છે. સંસાર દુઃખમય અને હેય છે યોગના અંગ આઠ છે **યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ.** યોગસિદ્ધિને માટે આ આઠે અંગોની સાધના આવશ્યક અને અનિવાર્ય છે સૃષ્ટિતત્ત્વ વિગેરેના સંબંધમાં પણ યોગનો તેજ મત છે, જે સાંખ્યને મળતો છે. આથી જ સાંખ્યને જ્ઞાનયોગ અને યોગને કર્મયોગ કહે છે

આ દર્શનની અસર ભારતીય જીવન પર પૂરી પડી. ઘણાઓએ યોગની શિક્ષા પ્રાપ્ત કરી યોગ સૂત્રોના **'न्यासभाष्य'**ની વાચસ્પતિ મિશ્રે એક પ્રામાણિક ટીકા લખી. **विज्ञानभिक्षु**નો **'योग-सार-संग्रह'** નામનો ગ્રંથ પ્રામાણિક છે રાજા ભોજે યોગસૂત્રો પર એક સ્વતંત્ર વૃત્તિ લખી પાછળથી યોગશાસ્ત્રમાં મંત્રનો મેળ મળવાથી કાવ્યવ્યૂહનો વિસ્તાર થયો અને શરીરમા ચક્ર કલ્પિત કરાયું હઠયોગ, રાજયોગ, લયયોગ જેવા વિષયો પર પાછળથી ગ્રંથો લખાયા

## પૂર્વમીમાંસા

કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે પહેલા મીમાંસાનું નામ ન્યાય હતું વૈદિક વાક્યોના પરસ્પર સમન્વય અને સમાધાન માટે **જૈમિનિએ** પૂર્વમીમાંસામાં જે યુક્તિઓ અને તર્કોનો વ્યવહાર કર્યો, તે પહેલા ન્યાયના નામથી પ્રસિદ્ધ હતા. **આપસ્તંબના** ધર્મસૂત્રોના ન્યાય શબ્દથી પણ પૂર્વમીમાંસા મનાય છે. **मध्वाचार्ये** પૂર્વમીમાંસા વિષયનો **'सार-संग्रह'** ગ્રંથ લખ્યો, જે **'न्यायमालाविस्तार'**ના નામથી પ્રસિદ્ધ છે આ પ્રમાણે **वाचस्पति**એ **'न्यायकणिका'** નામનું મીમાંસાવિષયક પુસ્તક લખ્યું

મીમાંસાશાસ્ત્ર કર્મકાંડનું પ્રતિપાદક છે અને તે વેદના ક્રિયાત્મક ભાગની વ્યાખ્યા કરે છે. આમાં યજ્ઞકાંડ સંબંધી મંત્રોમાં વિનિયોગ,

વિધિ વિગેરેનું સારી રીતે પ્રતિપાદન કર્યું છે આમા યજ્ઞ, અગ્નિદાન અને સંસ્કારો પર વિશેષ જોર દેવામા આવ્યુ છે આથી જ મીમાંસક પૌરુષેય અને અપૌરુષેય બધા વ કયોને કાર્ય વિષયક માને છે મીમાંસામા આત્મા, બ્રહ્મ, જગત આદિનું વિવેચન નથી આ કેવળ વેદ અથવા તેના શબ્દની નિત્યતાનુ પ્રતિપાદન કરે છે આના પ્રમાણે વ મંત્ર જ દેવતા છે મીમાંસકોના પ્રમાણે બધા કાર્યો ફળના ઉદ્દેશ્યથી જ થાય છે ફળની પ્રાપ્તિ કર્મદ્વારા થાય છે માટે કર્મ અને તેના પ્રતિપાદક વચનો સિવાય ઉપરના કોઈ ઇશ્વરને માનવાની જરૂર નથી મીમાંસક શબ્દને નિત્ય માને છે, અને નૈયાયિક અનિત્ય. સાખ્ય અને પૂર્વમીમાંસા અનીશ્વરવાદી છે બન્ને વેદની પ્રામાણિકતા માને છે ભેદ ફક્ત એ કે સાખ્ય વેદના દરેક કલ્પ માટે નવીન પ્રકાશન માને છે, જ્યારે મીમાંસક તેને નિત્ય માને છે

જૈમિનીના સૂત્રો પર પ્રાચીન ભાષ્ય શબર સ્વામીનુ મળી આવે છે, જે સભવત પાચમી સદીમા લખાયુ હશે. કેટલાક સમય પછી મીમાંસકોમા બે ભેદ થઇ ગયા તેમાથી એકના પ્રવર્તક કુમારિલ ભટ્ટ સાતમી સદીમા થયા તેમણે મીમાંસા પર 'तंत्रवार्तिक' અને 'श्लोकवार्तिक' લખ્યા આમા તેમણે વેદની પ્રામાણિકતા ન સ્વીકારતા બૌદ્ધોનું જોરથી ખડન કર્યું माधवाचार्ये આ વિષય પર 'जैमिनीय न्यायमालाविस्तार' નામનો પ્રામાણિક ગ્રથ લખ્યો આનુ નામ પૂર્વમીમાંસા રાખવાનુ કારણ એ કે તેમા કર્મકાડ અને જ્ઞાનકાડમાથી પ્રથમનુ વિવેચન છે નહિ કે તે ઉત્તરમીમાંસાથી પ્રથમ બન્યુ તેથી

### ઉત્તરમીમાંસા

ઉત્તર મીમાંસા અથવા વેદાન્તદર્શનનો વિકાસ આપણા સમયમા વધારે થયો વ્યાસના વેદાન્ત સૂત્ર બીજા દર્શનસૂત્રોની માફક પહેલા

મના આનુ પ્રાચીનતમ ભાગુરીકૃત ભાષ્ય આજ મળતું નથી બીજુ ભાષ્ય શકરાચાર્યનુ મળી આવે છે

## શકરાચાર્ય અને તેમનો અદ્વૈતવાદ

**શંકરાચાર્યે** આ યુગમા ધાર્મિક અને દાર્શનિક ક્રાતિ કરી ધાર્મિક ક્રાતિનુ વર્ણન થઈ ગયુ છે તેમણે વ ાતમા **અદ્વૈતવાદ** (આત્મા અને પરબ્રહ્મમા ભેદ ન માનવો) અને માયાવાદના સિદ્ધાતનુ એટલી પ્રબળતા અને વિદ્વત્તાથી પ્રતિપાદન કર્યું કે લગભગ બધા વિદ્વાનો દિંગ થઈ ગયા વેદાતસૂત્રોમા આ માયાવાદનો વિકાસ નથી દેખાતો પહેલવહેલા શકરાચાર્યના ગુરુ ગોવિંદાચાર્યના ગુરુ **ગૌડપાદ**ની કારિકાઓમા થોડુ વર્ણન મળે છે આને વધારીને શકરાચાર્યે દર્શનશાસ્ત્રમા ઠસાવ્યુ એક બાજુથી તેઓ અદ્વૈતવાદના પ્રવર્તક આચાર્ય હતા તેમણે પોતાની વિદ્વત્તાના બળથી પ્રસ્થાનત્રયી–વેદાતસૂત્ર ઉપનિષદ, ગીતા–નુ અદ્વૈતપ્રતિપાદક ભાષ્ય લખીને દાર્શનિક મડળમા આ સિદ્ધાતનો પ્રચાર કર્યો શકરાચાર્યની અકાટ્ય તર્કશૈલી, લલિત ભાષામા પ્રતિપાદિત કરવાની પદ્ધતિ અને પ્રગાઢ વિદ્વત્તાથી ઘણા વિદ્વાનો અદ્વૈતવાદી બની ગયા અદ્વૈતવાદના પ્રચાર માટે કેવળ તેમણે પુસ્તકોના ભાષ્ય કર્યા એટલુજ નહિ પણ આખા ભારતમા ઘૂમી ઘૂમીને દાર્શનિક સપ્રદાયોના ઘણા વિદ્વાનોને શાસ્ત્રાર્થ કરીને પરાજીત કર્યા આથી તેમની વિદ્વત્તાનો પ્રભાવ જામ્યો શકરાચાર્યનો વેદાત જ આજ વેદાત કહેવાય છે

તેમના સિદ્ધાન્તોનુ સક્ષિપ્ત વિવેચન જરૂરી છે ન્યાય અને વૈશેષિક ઇશ્વર જીવ અને પ્રકૃતિ ત્રણેને માનીને ઇશ્વરને જગતના કર્તા ઠરાવ્યા છે સાખ્યે બે તત્ત્વો નક્કી કર્યા—પુરુષ અને પ્રકૃતિ વેદાતે આગળ વધીને અદ્વૈતવાદ—વિશુદ્ધ બ્રહ્મ—ની સ્થાપના કરી જગતનુ ઉપાદાન અને નિમિત્ત કારણ બ્રહ્મ જ છે જગતમા જે વિવિધ દશ્યો દેખાય છે, તે બધા પરિણામી અને અનિત્ય છે બ્રહ્મ ચિત્સ્વરૂપ અથવા આત્મસ્વરૂપ છે બધા જ્ઞેય પદાર્થો પણ બ્રહ્મના જ

સગુણ, સોપાધિ અથવા માયાત્મકરૂપ છે. જીવ અને બ્રહ્મમાં ભેદ નથી. જગત અને સૃષ્ટિમાંથી જગત બ્રહ્મનું વિવર્ત ( કલ્પિત ) રૂપ છે. દોરીમાં સર્પની કલ્પનાની માફક નિત્ય અને શુદ્ધ બ્રહ્મમાં ભ્રમાત્મક અને નામરૂપાત્મક જગતની કલ્પના કરાય છે. આ જગત નથી બ્રહ્મનું વાસ્તવિક રૂપ અથવા નથી તેનું પરિણામ. માયાથી જ બ્રહ્મ ભિન્ન રૂપોમાં દેખાય છે. બ્રહ્મની સાથે માયાના સંયોગથી જ જીવ થાય છે. જ્ઞાનથી માયા નાશ પામે છે અને વિશુધ્ધ બ્રહ્મ રહે છે. આ માયા અનિર્વચનીય છે.

આ અદ્વૈતવાદ અથવા માયાવાદ પર બૌદ્ધમતનો કેટલોક પ્રભાવ હોવાથી શંકરાચાર્યને ' પ્રચ્છન્ન બૌદ્ધ ' કહે છે. બૌદ્ધધર્મના હ્રાસની સાથે બૌદ્ધદર્શન પણ લુપ્તપ્રાયઃ થઇ ગયું હતું, પણ તેનો સંસારને મિથ્યા માનવાનો મત શંકરાચાર્યે જારી રાખ્યો. બ્રહ્મ અને વેદની નિત્યતા માનવાથી તથા જગતને મિથ્યા માનવાથી હિંદુઓ અને બૌદ્ધો આ વાદ તરફ આકર્ષાયા. આ કારણથી જ આ સંપ્રદાય જલદી ફેલાયો. શંકરાચાર્યનાં ભાષ્યો પર તેમના શિષ્યોએ પણ ટીકાઓ લખી, જેનું મહત્વ હાલના વેદાંત સંપ્રદાયમાં ઘણું છે. આ દાર્શનિક સંપ્રદાયની વૃદ્ધિનું કારણ એ પણ છે કે તેને ધાર્મિક સંપ્રદાયનું રૂપ આપીને ભારતના ચારે કોણાઓમાં મઠ સ્થાપન થયા. આથી અદ્વૈતવાદનો પ્રચાર થયો. શંકરાચાર્યના પાછલા વેદાંતીઓએ વેદાંત સાહિત્ય ઉન્નત કર્યું.

### રામાનુજ અને વિશિષ્ટાદ્વૈત

શંકરાચાર્યનો આ અદ્વૈતવાદ ઘણા વખત સુધી વેદાંત સંપ્રદાયના નામથી ચાલ્યો. આમાં કોઇએ બાધા ન કરી, પણ ૧૨ મી સદીમાં રામાનુજે વેદાંત સંપ્રદાયમાં એક નવો ભેદ કર્યો. આ શંકરાચાર્યના અદ્વૈતવાદથી જૂદો હતો. આને [illegible] વિશિષ્ટાદ્વૈતવાદ કહી શકીએ. આના પ્રમાણે જીવાત્મા અને જગત [illegible] ભિન્ન હોવા છતાં પણ

વાસ્તવમા ભિન્ન નથી જો કે આ સિદ્ધાતમા બ્રહ્મ, જીવાત્મા અને જગત ત્રણે મૂલત એક જ મનાય છે છતા ત્રણે કાર્યરૂપમા એકબીજાથી ભિન્ન અને વિશિષ્ટગુણયુક્ત થઈ જાય છે જે સબધ કિરણ અને સૂર્યનો છે, તેજ જીવ અને બ્રહ્મનો છે જેવી રીતે કિરણ સૂર્યમાથી નીકળે છે તેવીજ રીતે જીવ બ્રહ્મમાથી નીકળે છે બ્રહ્મ એક પણ છે અને અનેક પણ છે બ્રહ્મ કેવળ નિમિત્તકારણ છે જીવ ઉપાદાનકારણ છે આના બાહ્ય જગત્ સબધી વિચારો સાખ્ય દર્શનના આધાર ઉપર રહેલા છે વાસ્તવિક રીતે દ્વૈત અને અદ્વૈતનો આ મધ્યમમાર્ગ છે. આથી તેને '**ભેદાભેદવાદ**' અથવા '**દ્વૈતાદ્વૈત**' પણ કહે છે

રામાનુજે વેદાતસૂત્રો, ઉપનિષદો અને ગીતા ઉપર દ્વૈતવાદસૂચક '**શ્રીભાષ્ય**' લખ્યુ તેમણે પણ શકરાચાર્યની માફક દક્ષિણમા એક સપ્રદાય ( આસ્તિક સપ્રદાય )નુ પ્રવર્તન કર્યું જોકે તે શકરાચાર્યના જેટલો ન વધ્યો, છતા પણ તેનો પ્રચાર સારા પ્રમાણમા થયો

**મધ્વાચાર્ય અને દ્વૈતવાદ**

રામાનુજના સમયમા જ મધ્વાચાર્યે પણ દ્વૈતવાદનો પ્રચાર કર્યો. તેમણે સાત ઉપનિષદો વેદાતસૂત્રો, ભગવદ્ગીતા અને ભાગવતપુરાણ પર દ્વૈત પ્રતિપાદક ભાષ્યો લખ્યા તથા કેટલાક સ્વતત્ર પુસ્તકો પણ લખ્યા ઉપરોક્ત ગ્રથો પર દ્વૈત પ્રતિપાદક ભાષ્યો લખીને સાખ્ય અને વેદાતમા મેળવી દીધા પોતાના બધા દ્વૈતના સિદ્ધાંતોનો સગ્રહ કરીને તેમણે '**તત્ત્વસંખ્યાન**' ગ્રથ લખ્યો તેમણે ઈશ્વર, જીવ અને પ્રકૃતિને જુદા જુદા માન્યા વેદાત સપ્રદાયમા તે શકરાચાર્યના વિરોધી હતા આ સપ્રદાયે દાર્શનિક સપ્રદાય કરતા ધાર્મિક સપ્રદાયનુ સ્વરૂપ વધારે પકડ્યુ

આ પ્રમાણે આપણા કાળમા વેદાત સપ્રદાયનો ઘણો વિકાસ થયો ભિન્નભિન્ન આચાર્યોએ વેદાતસૂત્રોના પોતપોતાની શૈલીમા ભાષ્ય

કર્યાં અને મપ્રદાયો ચલાવ્યા આ મપ્રદાયો આજ પણ હોવા છતાં શંકરાચાર્યના સંપ્રદાયનો વધારે પ્રચાર થયો અને તેના પરિણામે બધા પ્રાચીન અથવા નવા દષ્ટિકોણ (અદ્વૈત સૂચક)થી દેખાવા લાગ્યા માયાવાદના આ સિદ્ધાંતોએ સાધારણ હિંદુઓના દિલમાં ઘર કર્યું જેનો પ્રભાવ આજ સુધી પણ ચાલુ છે

## ચાર્વાક

આ ૭ સિવાય પણ બીજા કેટલાક મપ્રદાયો જાણીતા હતા ચાર્વાક સપ્રદાય પણ પ્રાચીન છે તેમના સૂત્રોના કર્તા બૃહસ્પતિ પ્રાચીન કાળમા થઈ ગયા બૌદ્ધોએ આ નાસ્તિક અને પ્રત્યક્ષ પ્રધાન માનનારા મપ્રદાયને નષ્ટ કરવાને ઘણા પ્રયત્નો કર્યા ખબર નથી કે આ સપ્રદાય ક્યા સુધી સુસગઠિત રુપમા રહ્યો એટલુ નક્કી છે કે શંકરાચાર્યના વખતમા પણ આ મત એટલો હીન સ્થિતિમા પહોચ્યો નહતો કે તેની ઉપેક્ષા કરી શકાય

## બૌદ્ધદર્શન

બૌધ્ધ ધર્મ ક્ષીણ થતો ગયો, પણ તેનુ દર્શન ઘણા સમય સુધી સ્થિર રહ્યુ બૌદ્ધ ધર્મની ઉત્પત્તિની સાથે જ તેનું દર્શન નથી થયુ તેનુ દાર્શનિક સ્વરૂપ ઘણા સમય પછી વિદ્વાનોએ આપ્યુ બૌદ્ધધર્મના સિદ્ધાંતોનુ વર્ણન કરી ચૂક્યા છીયે

## જૈનદર્શન

જૈન સપ્રદાયના વિદ્વાનોએ પણ પોતાના સિદ્ધાંતોને દાર્શનિક રૂપમાં પ્રકટ કરવા માટે ઓછો પ્રયત્ન ન કર્યો થોડા સમયમા જ જૈન દર્શન પણ પૂરતુ ઉન્નત અને વિકસિત થઈ ગયુ એના સિદ્ધાંતોનું વર્ણન થઈ ગયુ છે પણ તેમના ખાસ દાર્શનિક 'સ્યાદ્વાદ' સિદ્ધાંતનો ઉલ્લેખ જરૂરી છે

મનુષ્યનું જ્ઞાન અનિશ્ચિત છે તે કોઇ પણ વસ્તુના સ્વરૂપને નિશ્ચિત રૂપમા ન જાણી શકે તે પોતાની ઇન્દ્રિયો અને અન્તઃકરણના દુર્બલ દ્વારા દરેક વસ્તુના સ્વરૂપનુ નિર્માણ કરે છે ઇન્દ્રિયો જ્ઞાનનુ પૂરતુ સાધન નથી, અને આવશ્યક નથી કે તેનુ નિર્ણીત રૂપ સત્ય હોય, જો કે તે તેને સત્ય સમજે આ સિદ્ધાતના આધાર પર જૈનોનો 'સ્યાદ્વાદ' થયો તેઓ જ્ઞાનને સાત રીતે ભાગે છે

(૧) **स्यादस्ति** ( કદાચ હશે ), (૨) **स्यान्नास्ति** ( કદાચ ન હોય ), (૩) **स्यादस्ति च नास्ति च** ( કોઈ રૂપમા કદાચ હોય, કદાચ ન હોય ), (૪) **स्यादवक्तव्य** ( કદાચ શબ્દોથી તેનુ વર્ણન ન થઇ શકે ), (૫) **स्यादस्ति चावक्तव्य** ( કદાચ હોય પણ શબ્દોથી તેનું વર્ણન ન થઇ શકે ), (૬) **स्यान्नास्ति चावक्तव्य** ( કદાચ ન હોય અને તેનુ વર્ણન ન થઇ શકે ), (૭) **स्यादस्ति च नास्ति चावक्तव्य** ( કદાચ કોઇ રૂપમા હોય, કોઇ રૂપમા ન હોય, અને અવર્ણનીય હોય ) દરેક ભાગ સભાવના અથવા અંશાવસ્થામા આપણા જ્ઞાનનો બોધક છે

તત્કાલીન દાર્શનિક ઉન્નતિનુ સિંહાવલોકન

જો આપણે આ સમો વર્ષના દાર્શનિક ઇતિહાસ પર દષ્ટિપાત કરીએ તો આપણને તેનો વિકાસ માલુમ પડશે જ્યારે અદ્વૈતવાદ ઉપનિષદે હતો, ત્યારે દ્વૈતવાદ પણ ઓછી ઉન્નતિ ન કરતો એક બાજુ જ્યારે મોક્ષ, ઇશ્વર જેવા આધ્યાત્મિક વિષયોની ચર્ચા જાગ્રતી થતી ત્યારે બીજી બાજુ ચાર્વાકનુ

यावज्जीवं सुख जीवेत् ऋण कृत्वा घृतं पिबेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥

કથન પ્રચલિત હતુ આ બાજુ વાત, ન્યાય, યોગ જેવા સપ્રદાયો

ઇશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરી ચૂક્યા હતા બીજી બાજુ સાંખ્ય સંપ્રદાય નિરીશ્વરવાદનો પ્રચાર કરતો હતો પૂર્વ મીમાંસક કર્મકાંડનો પ્રચાર કરતો, વેદાંતજ્ઞાની જ્ઞાનદ્વારા મોક્ષપ્રાપ્તિ સિદ્ધ કરતો

## યુરોપીય દર્શન પર ભારતીય દર્શનનો પ્રભાવ

ભારતની દાર્શનિક ઉન્નતિનો પ્રભાવ યુરોપીય દર્શન પર કેટલો પડયો, એ ઘણો વિસ્તૃત વિષય છે, અને આપણા વિષયની બહારનો પણ છે આપણે તો કેવળ ૬૦૦ થી ૧૨૦૦ ઇ સ સુધી વિચાર કરવાનો છે, અને આપણા દર્શનશાસ્ત્રનો પ્રભાવ યુરોપીય દર્શન પર જે પડયો છે, તે આ કાળની સાથે વિશેષ સંબંધ ધરાવતો નથી પણ અત્યંત આવશ્યક લાગવાથી તેનો નિર્દેશ માત્ર કરીશુ

પ્રાચ્ય દર્શનનો ગ્રીક [ યૂનાની ] દર્શન પર ઘણો પ્રભાવ પડયો બન્નેના ઘણા વિચારોમા સમાનતા જણાય છે **ઝેનોફિનસ** અને **પરમેનિડસના** સિદ્ધાંતો તથા વેદાંતમા ઘણી સામ્યતા છે * **સોક્રેટીસ** અને **પ્લેટોનો** આત્માના અમરત્વનો સિદ્ધાંત પ્રાચ્ય દર્શનનો સિદ્ધાંત છે સાંખ્યનો ગ્રીકદર્શન પર પ્રભાવ શક્ય છે એવુ મનાય પણ છે કે પ્રસિધ્ધ વિદ્વાન **પૈથાગોરસ** ભારતવર્ષમા દર્શન ભણવા આવ્યો હતો તેના સિવાય પણ **અનેકસસીંસ** **પિરોહ** અને બીજા કેટલાક ગ્રીક વિદ્વાનો પણ આવ્યા હતા × પૈથાગોરસ પુનર્જન્મનો સિધ્ધાંત રાખીને ગ્રીસમા તેનો પ્રવર્તક થયો ગ્રીસની પ્રચલિત પ્રાચીન કથાઓ પ્રમાણે **થેલ્સ એમ્પીડાકલીસ, ડિમોક્રિટસ** જેવા વિદ્વાનો દર્શન ભણવા પૂર્વમા આવ્યા હતા [1] નોસ્ટિક ( gnostic ) મત પર પણ સાંખ્યનો પ્રભાવ પડેલો [2]

---

* જ૦ એ૦ મૈકડોનેલ, ઇન્ડિયાઝ પાસ્ટ, પૃ ૧૫૯
× ડૉ એનફીલ્ડ હિસ્ટ્રી ઓફ ફીલોસોફી ભા૦ ૧ પૃ ૬૫
1 પ્રો૦ મેકડોનેલ્ડ સંસ્કૃત લિટરેચર પૃ ૪૨૨
2 ,, પૃ ૪૨૩

અંતમાં કેટલાક પ્રાચ્ય દર્શનના વિદ્વાનોનાં કેટલાંક ઉધ્ધરણો લઇને સમાપ્ત કરીશું.

**શ્લેગલ લખે છે કે:**

યુરોપનુ ઉચ્ચમા ઉચ્ચ દર્શન, ભારતીય દર્શનના મધ્યાહ્ન સૂર્યના સામે રાખવાતા એક દીવા જેવુ છે [1]

**સર ડબલ્યુ ડબલ્યુ હંટર લખે છે:**

ભારતીય દર્શનમા જ્ઞાન અને કર્મ; ધર્મ અને અધર્મની સમસ્યા; જડ, ચેતન અને આત્માની સમસ્યા, સ્વતંત્ર કર્તૃત્વ અને પરતંત્રતાના વિચાર; ઇશ્વર અને જીવની સમસ્યા, તથા બીજા પુણ્ય, પાપ, જીવનમા સુખ દુઃખના વિષમ વિભાગો આ વિષયો પર ઘણો વિચાર થયો છે. સૃષ્ટિની ઉત્પત્તિ, વ્યવસ્થા અને વિકાસના સબંધમા ભિન્નભિન્ન કલ્પનાઓ પ્રાદુર્ભૂત થઇ. વર્તમાન વિદ્વાનોના વિચાર કપિલના વિકાસના સિદ્ધાંતનું વિકસિત સ્વરૂપમાત્ર છે [2]

**શ્રીમતી ડૉ. બેસન્ટ લખે છે**

ભારતીય મનોવિજ્ઞાન યૂરોપીય મનોવિજ્ઞાનથી વધારે સંપૂર્ણ છે. [3]

**પ્રો૦ મૅક્સ ડંકરના મત પ્રમાણે**

હિંદુઓના તાર્કિક સંશોધનો વર્તમાન સમયના કોઈપણ તર્કશાસ્ત્રથી ઉતરતા નથી [4]

---

૧ હિસ્ટ્રી ઓફ લિટરેચર

૨ હંટર; ઈન્ડીયન ગેઝેટિયર; પૃ. ૨૧૩-૧૮.

૩ લેક્ચર ઓન નેશનલ યુનિવર્સીટી ઈન ઇન્ડિયા [કલકત્તા]. જાન્યુઆરી, ૧૯૦૬.

૪ હિસ્ટ્રી ઓફ એન્ટીક્વીટી; આ. ૪ પૃ. ૩૧૭.

## જ્યોતિષ :

### જ્યોતિષશાસ્ત્રની પૂર્વકાલીન ઉન્નતિ :

અન્ય શાસ્ત્રોની માફક જ્યોતિષ પણ ભારતમાં પ્રાચીન કાળથી ઉન્નત હતું. વેદોમાં જ્યોતિષનાં ઘણા ઉચા સિદ્ધાન્તો મળી આવે છે. એક બ્રાહ્મણમાં લખ્યુ છે કે, સૂર્ય વસ્તુતઃ ઉદય અને અસ્ત થતો નથી, પણ પૃથ્વીના ફરવાથી દિનરાત થાય છે.* પ્રાચીન કાળમાં યજ્ઞયાગાદિની ક્રિયા હોવાથી તેને માટે નક્ષત્ર અને કાળનિર્ણયનું જ્ઞાન સર્વસાધારણમા પણ પ્રચલિત હતું જ્યોતિષ વેદનું એક અંગ મનાતું, જેથી તેનું અધ્યયન ખૂબ થતું ઇસુના પહેલાં પણ **वृद्ध–गर्ग–संहिता** અને જૈનની **सुरीयपन्नति** જેવા જ્યોતિષ ગ્રંથો લખાયા હતા. **आश्वलायनसूत्र, पारस्कर गृह्यसूत्र, महाभारत** અને **मानवधर्मशास्त्र** જેવા ગ્રંથોમા જ્યોતિષની ઘણી વાતો ઉદ્ધરણ કરવામાં આવતી. ઇસુના પછીનો પ્રથમ અને પૂર્ણ ગ્રંથ **सूर्यसिद्धांत** હતો, જે અત્યારે ઉપલબ્ધ નથી. તેનું બરાબર વર્ણન વરાહમિહિરે પોતાની '**पंचसिद्धांतिका**'માં કર્યું છે. વર્તમાન સૂર્યસિધ્ધાંત તેનાથી ભિન્ન અને નવીન છે. **वराहमिहिरे** (૫૦૫ ઈ૦) પોતાની '**पंचसिद्धांतिका**'માં પ્રચલિત પાંચ સિધ્ધાન્તો – પુલિશ, રોમક, વસિષ્ઠ, સૌર, (સૂર્ય), અને પિતામહ – નું કરણ રૂપથી વર્ણન કર્યું છે અને **लाटाचार्य, सिंहाचार्य** તથા તેમના ગુરુ **आर्यभट्ट**, પ્રદ્યુમ્ન અને વિજયનંદીના મતો ટાંકયા છે. આથી જણાય છે કે આ વિદ્વાનો તેમની પૂર્વના છે, પણ ખેદની વાત છે કે હવે આર્યભટના સિવાય કોઇના ગ્રંથો નથી મળતા. આર્યભટે (જન્મ : ૪૭૬ ઇ. સ.)

---

* એ. એ. મેક્ડોનલ્ડ: 'ઇન્ડિઆઝ પાસ્ટ' પૃ. ૧૮૧.

'आर्यभटीय' ગ્રંથ લખ્યો તેમણે સૂર્ય અને તારાઓ સ્થિર હોવાનું તથા પૃથિવીનું ફરવાનું પરિણામ દિનરાત બતાવ્યું છે તેમણે પૃથિવીની પરિધિ ૪૯૬૭ યોજન અર્થાત ૨૪૮૩૫ માઇલ બતાવી છે તેમણે સૂર્ય અને ચંદ્રના ગ્રહણોના વૈજ્ઞાનિક કારણોની પણ વ્યાખ્યા કરી છે એમના પછી પણ બીજા આર્યભટ થઈ ગયા જેમણે 'आर्यसिद्धांत' લખ્યું અને જેનો ઉલ્લેખ ભાસ્કરાચાર્યે પોતાના ગ્રંથમાં કર્યો છે

વરાહમિહિરના પાંચ સિદ્ધાન્તોમાંનો રોમક સિધ્ધાંત ઘણે ભાગે ગ્રીક છે ભારતીય અને યુનાની જ્યોતિષમાં પરસ્પર મિલન છે એ કહેવું કઠણ છે કે કોણે કોની પાસેથી કેટલું લીધું

ઈ૦ સ૦ ૬૦૦–૧૦૦૦ સુધીનું જ્યોતિષ સાહિત્ય

વરાહમિહિર પછી જ્યોતિષના મહા વિદ્વાન **ब्रह्मगुप्त** થયા તેમણે ઈ સ ૬૨૮ ની આસપાસ 'ब्राह्मस्फुट सिद्धांत' અને 'खंडखाद्य' લખ્યા તેમણે પ્રાયઃ પોતાથી પ્રાચીન વિદ્વાનોનું સમર્થન કર્યું છે તેમની પ્રતિપાદન શૈલી વધારે વિસ્તૃત અને વિધિયુક્ત છે તેમણે અગીઆરમા અધ્યાયમાં આર્યભટ્ટની આલોચના કરી છે તેમના પછી કેટલાક વર્ષે **लल्ल** થયા તેમણે 'लल्ल सिद्धांत'માં આર્યભટના ભૂભ્રમણ સિધ્ધાન્તનો વિરોધ કર્યો અને જણાવ્યું કે જો પૃથિવી ફરતી હોય તો વૃક્ષ પરથી ઉડેલું પક્ષી પોતાના માળામાં ફરી ન જઈ શકે * પણ તેમને ખબર ન હતી કે પૃથિવી પોતાના નેગેના વાતાવરણની

---

* यदि च भ्रमति क्षमा तदा स्वकुलायं कथमाप्नुयु खगा ।
इषवोऽभिनभः समुज्झिता निपतन्तः स्युरपांपतेर्दिशि ॥
लल्लसिद्धांत ।

ગાયે ફરે છે. જો તેમને આ ખબર હો તો તે ભૂભ્રમણનો વિરોધ ન કરત. લલ્લના પછી આપણા સમયમાં ચતુર્વેદ પૃથૂદક સ્વામીએ ઇ. સ. ૯૭૮ ની આસપાસ બ્રહ્મગુપ્તના 'બ્રાહ્મસ્ફુટ સિધ્ધાંત' પર ટીકા લખી. ઇ. સ. ૧૦૩૮ માં લગભગ શ્રીપતિએ **'सिद्धांतशेखर'** અને **'धीकोटिद'**, વગેરે બ્રહ્મગુપ્તના 'ખંડખાદ્ય' પર ટીકા અને ભોજદેવે **'राजमृगांक'** લખ્યાં. બ્રહ્મદેવે ૧૧ મી સદીના અંતમાં **'करणप्रकाश'** ગ્રંથ લખ્યો

આપણા સમયના અંતમાં પ્રસિધ્ધ જ્યોતિષી મહેશ્વરના પુત્ર **भास्कराचार्य** થયા. તેમણે **'सिद्धांतशिरोमणि'**, **'करण-कुतूहल'**, **'करणकेसरी'**, **'ग्रहगणित'**, **'ग्रहलाघव'**, **'ज्ञान-भास्कर'**, **'सूर्य सिद्धांत व्याख्या'**, અને **'भास्कर दीक्षितीय'** ગ્રંથો લખ્યા. **सूर्य सिद्धांत'** પછી **'सिद्धांत शिरोमणि'** પ્રામાણિક ગ્રંથ મનાય છે. આના ચાર વિભાગ—**लीलावती, बीजगणित, ग्रहगणिताध्याय,** અને **गोलाध्याय**—છે. પહેલા બે ગણિત સંબંધી છે, અને પાછલા બે જ્યોતિષના સંબંધમાં. **भास्कराचार्य** આ ગ્રંથમાં પૃથ્વીનાં ગોળ હોવાનાં અને તેમાં આકર્ષણ શક્તિ હોવાનાં કારણો સિધ્ધાન્તસહિત-પ્રતિપાદિત કર્યાં છે તેઓ લખે છેઃ "ગોળાની પરિધિનો સોમો ભાગ એક સીધી રેખા પ્રતીત થાય છે. આપણી પૃથિવી પણ એક મોટો ગોળો છે. માણસને તેના પરિધિનો એક નાનો ભાગ દેખાય છે, તેથી જ તે ચપટી દેખાય છે."*

*समो यतः स्यात्परिधेःशतांशः पृथ्वी च पृथ्वी नितरां तनीयान्।
नरश्च तत्पृष्ठगतस्य कृत्स्ना समेव तस्य प्रतिभात्यतः सा ॥
सि० शि० गोलाध्याय

" પૃથિવી પોતાના આકર્ષણ શક્તિના જોરથી બધી ચીજોને પોતાની તરફ ખેચે છે આથીજ બધા પદાર્થો તેના પર પડતા દેખાય છે "+

ન્યૂટનથી ઘણી શતાબ્દીઓ પહેલા ભાસ્કરાચાર્યે આકર્ષણનો આ સિધ્ધાત ( Theory of Gravitation ) એટલી ઉત્તમતાથી લખ્યો છે કે તેને દેખીને આશ્ચર્ય થાય છે આજ પ્રમાણે તેમણે જ્યોતિષના બીજા સિધ્ધાન્તો પણ મરમ રીતે વર્ણવ્યા છે

આ પ્રમાણે આપણા સમયમા જ્યોતિષ ઉન્નત થઇ ચુક્યુ હતુ અલબેરુનીએ પણ પોતાના ગ્રથમા આપણા જ્યોતિષ શાસ્ત્રની ઉન્નતિ તથા તેના કેટલાક સિધ્ધાન્તો પર લખ્યુ છે ડબલ્યૂ૦ ડબ્લ્યૂ૦ હટરના પ્રમાણે ૮ મી સદીમા અરબના વિદ્વાનો ભારતમા જ્યોતિષ શીખ્યા અને સિધ્ધાન્તોનો ' સિંદહિંદ ' નામથી અનુવાદ કર્યો * ખલીફા હારુન્ રશીદ અને અલમામૂએ ભારતના જોષીઓને અરબમા બોલાવીને તેમના ગ્રથોનો અરબીમા અનુવાદ કર્યો × હિંદુ પણ ગ્રીકની માફક અરબોના ગુરુ હતા આર્યભટના ગ્રથના અનુવાદનુ નામ ' અર્જબહર ' રખાયુ + ચીનમા પણ ભારતીય જ્યોતિષનો પ્રચાર થયો પ્રો વિલ્સ લખે છે ભારતમા મળનારી—જેવી કે ક્રાંતિવૃત્તના વિભાગ સૌર અને ચાદ્રમાસોના નિરુપણ ગ્રહગતિનો નિર્ણય, અયનાશનો વિચાર સૌર રાશિમડલ, પૃથિવીની પોતાની નિરાધાર શક્તિની સ્થિતિ, પૃથિવીની પોતાના અક્ષ પર દૈનિક ગતિ ચદ્રનુ ભ્રમણ, અને

---

+आकृष्टशक्ति श्च मही तया यत् स्वस्थं गुरु स्वाभिमुखं स्वशक्तया।
आकृष्यते तत् पततीव भाति समे समन्तात् क पतत्वियं खे ॥

* હટર, ઈંડિયન ગેઝેટિયર ઈંડિયા, પૃ ૨૧૮

× મિલ, હિસ્ટ્રી ઓફ ઇન્ડિયા, ભા ૨ પૃ ૧૦૭

+ વેબર, ઇન્ડિયન લિટરેચર, પૃ ૨૫૫

પૃથિવીથી તેનું અતર, ગ્રહોની કક્ષાનુ માપ તથા ગ્રહનું ગણિત જેવી-એવી વાતો છે કે જે અશિક્ષિત જાતિઓમા નથી મળતી –

## ફલિત જ્યોતિષ

ઘણા પ્રાચીન કાળથી લોકોનો વિશ્વાસ ફલિત જ્યોતિષ પર છે બ્રાહ્મણો અને ધર્મસૂત્રોમા પણ કોઇ કોઈ ઠેકાણે આનો ઉલ્લેખ મળે છે આના પ્રાચીન ગ્રથો નથી મળતા સભવ છે કે તે નષ્ટ થઇ ગયા હોય **वृद्धगर्ग–संहिता**મા પણ આનો ઉલ્લેખ મળે છે વરાહમિહિરના કહેવા પ્રમાણે જ્યોતિષશાસ્ત્ર મત્ર, હોરા અને શાખા ત્રણ વિભાગોમા વિભક્ત હતુ મત્ર અને જ્યોતિષનો ભાગ ઉપર લખાઇ ગયો હોરા અને શાખાનો સબધ ફલિત જ્યોતિષની સાથે છે હોરામા જન્મકુડલિથી માણસના જીવન સબધી ફલાફલના વિચાર થાય છે શાખા અથવા સહિતામા ધૂમ્રકેતુ ઉલ્કાપાત શુકન અને મુહૂર્તના વર્ણન અને વિવેચન છે વરાહમિહિરની **'बृहत्‌संहिता'** ફલિત જ્યોતિષનો મુખ્ય ગ્રથ છે તેમા મકાન બનાવવા કુવા તથા તળાવો ખોદાવવા બાગ બનાવવા, મૂર્તિસ્થાપના વિ૦ના શુકનો આપ્યા છે વિવાહ અને દિગ્વિજયના પ્રસ્થાન સમય માટે તેમણે ઘણા ગ્રથ લખ્યા ફલિત જ્યોતિષપર 'બૃહજ્જાતક' નામનો એક મોટો ગ્રથ લખ્યો ગ્રહ અને નક્ષત્રોની સ્થિતિ જોઇને મનુષ્યનું ભવિષ્ય બતાવવુ એ આનો વિષય છે. લગભગ ઇ સ ૬૦૦મા વરાહમિહિરના પુત્ર પૃથુયશાએ **'होरापट्‌-पंचाशिका'** નામની ફલિત જ્યોતિષની ચોપડી લખી દશમી શતાબ્દીમા ભટ્ટોત્પલે ઉપર્યુક્ત ગ્રથો પર ઘણી ઉત્તમ અને વિસ્તૃત ટીકાઓ લખી શ્રીપતિ [ ૧૦૩૯ ઇ સ ] એ પણ આ સબધમા **'रत्नमाला'** અને **जातकपद्धति'** ગ્રથો લખ્યા આ પછી પણ તેના ઉપર બીજા ઘણા ગ્રથો લખાયા

---

* સ્મિથ, હિસ્ટ્રિ ઓફ ઇન્ડિયા આ ૨. પૃ ૧૦૭

# ગણિત

જ્યોતિષના આ વિકાસની સાથે ગણિતને વિકાસ જરૂરી હતો. આપણે જોઈએ છીએ કે ઇ. સ. ૬૦૦ સુધી ભારતવર્ષ ગણિતશાસ્ત્રમાં પરાકાષ્ઠા સુધી પહોંચ્યો હતો. તેમણે એવા એવા ઉચ્ચ સિદ્ધાંતોનો અવિષ્કાર કર્યો હતો, જેનું યૂરોપીય વિદ્વાનોને ઘણી સદીઓ પછી જ્ઞાન થયું. પ્રસિદ્ધ વિદ્વાન **કાજોરી** પોતાના **'હિસ્ટ્રી ઓફ મેથેમેટીક્સ'**માં લખે છે: ધ્યાન આપવાની વાત છે કે ભારતીય ગણિતે આપણા વિજ્ઞાનમાં કેટલો પ્રવેશ કર્યો છે. વર્તમાન બીજગણિત અને અંકગણિત બન્નેની વિધિ અને ભાવ ભારતીય છે યૂનાની નહિ. ગણિતનાં સંપૂર્ણ ચિહ્નો, ભારતીય ગણિતની તે ક્રિયાઓ, જે આજની ચાલની ક્રિયાઓના જેવી છે અને તેમની બીજગણિતની વિધિઓ પર વિચાર કરો તો ખબર પડશે કે ગંગાના તીર પર રહેનારા બ્રાહ્મણો કયા શ્રેયના ભાગી નથી ! દુર્ભાગ્યે ભારતના ઘણા અમૂલ્ય આવિષ્કાર યૂરોપમાં મોડા પહોંચ્યા, જેનો પ્રભાવ, જો ત્રણ સદી પહેલાં પહોંચ્યા હોત તો વધારે પડત."

આજ પ્રમાણે **ડીમોર્ગન** લખે છે: "હિંદુ ગણિત યૂનાની ગણિતથી ઉચ્ચ કોટિનું છે. ભારતીય ગણિત તે કે જેને આપણે આજ પ્રયુક્ત કરીએ છીએ.

ગણિતના સામાન્ય વિચાર પહેલાં અંકવિદ્યા પર વિચાર કરવો ઉપયોગી છે.

### અંકક્રમનો વિકાસ

પરદેશીઓને શીખવાડેલી વસ્તુઓમાંથી વધારે અગત્યની વસ્તુ અંકવિદ્યા છે. સંસારભરમાં જ્યોતિષ, વિજ્ઞાન આદિમાં આજ જે ઉન્નતિ દેખાય છે તેનું મૂળ કારણ વર્તમાન અંકક્રમ છે, જેમાં એકથી નવ સુધીના અંક અને શૂન્ય, આ દશ ચિહ્નોથી અંકવિદ્યાનું કામ ચાલે છે.

આ ક્રમ ભારતમાંથી નીકળ્યો અને સારા જગતે તેને અપનાવ્યો. હિંદી પાઠકોમાંથી થોડા જ જાણતા હશે કે આ અંકક્રમના નિર્માણ કાળ પહેલાં સંસારનો અંકક્રમ શો હતો અને તે ગણિત, જ્યોતિષ અને વિજ્ઞાન આદિની ઉન્નતિને કેટલો બાધક હશે? માટે અહીં સંક્ષેપમાં સંસારના પ્રાચીન અંકક્રમનું વિવેચન કરીને વર્તમાન અંકની ભારતીય ઉત્પત્તિની સાથેના સંબંધમાં કાંઇ કહેવું અનુચિત નહિ ગણાય.

ભારતના પ્રાચીન શિલાલેખો, દાનપત્રો, તથા હસ્તલિખિત પુસ્તકોમાં જોવાથી મળી આવે છે કે પ્રાચીનકાળમાં આપણે ત્યાં વર્તમાન અંકથી તદ્દન જુદો જ ક્રમ હતો. તેમાં ૧ થી ૯ સુધીના અંકોનાં નવ ચિહ્ન, ૧૦, ૨૦ ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦ અને ૯૦નાં નવ ચિહ્ન, તથા ૧૦૦ અને ૧૦૦૦ માટે એક એક ચિહ્ન નિયત હતાં. આ વીસ ચિહ્નોથી ૯૯૯૯૯ સુધીની સંખ્યા બતાવી શકાતી. તે વખતમાં લાખ-કરોડને માટે શાં ચિહ્નો હતાં તે નિશ્ચિત રૂપમાં જાણીતું નથી. આ અંકો લખવાનો ક્રમ ૧ થી ૯ સુધીનો એવો જ હતો, જેવો આજ છે ૧૦ ને માટે હાલની માફક ૧ પછી ૦ નહિ, પણ એક નિયત ચિહ્ન લખાતુ. તે જ પ્રમાણે ૨૦, ૩૦ થી ૧૦૦૦ માટે દરેકનાં નિયત ચિહ્નો હતાં. ૧૧ થી ૯૯ સુધી લખવાનો ક્રમ એવો હતો કે પહેલાં દશકનો અંક લખીને તેના પહેલાં એકમનો અંક લખાતો. જેવી રીતે ૧૫ ને માટે ૧૦ નું ચિહ્ન લખીને તેની આગળ ૫; અને ૩૩ ને માટે ૩૦ અને ૩; ૨૯૦ ને માટે ૨૦૦ નું ચિહ્ન લખીને તેની જમણી બાજુ કોઈવાર ઉપર, કોઇવાર મધ્ય, અને કોઇવાર નીચે એક સીધી રેખા જોડવામાં આવતી. ૩૦૦ ના ચિહ્નને માટે ૧૦૦ના ચિહ્નની સાથે તેની જ બે લીટીઓ જોડાતી ૪૦૦ થી ૬૦૦ સુધી ૧૦૦નું ચિહ્ન લખીને તે ક્રમશઃ ૪ થી ૬ સુધીના અંક એક નાની આડી લીટીની સાથે જોડવામાં આવતો. ૧૦૧ થી ૯૯૯ સુધી લખવામાં સોના અંક આગળ દશક અને એકમના અંક લખવામાં

આવતા, જેવી રીતે ૧૨૯ ને માટે ૧૦૦, ૨૦ અને ૯; ૯૫૫ ને માટે ૯૦૦, ૫૦ અને ૫. જો આવા અંકોમાં દશકનો અંક ન હોય, તો સોની પછી એકમનો અંક રખાતો. જેવી રીતે ૩૦૧ ને માટે ૩૦૦ અને ૧; ૨૦૦૦ ને માટે ૧૦૦૦ ના ચિહ્ન પછીની જમણી બાજુ ઉપરથી એક નાની સીધી આડી લીટી જોડવામાં આવતી. અને ૩૦૦૦ ને માટે એવી જ બે લીટીઓ; તે જ પ્રમાણે ૯૯,૯૯૯ લખવા માટે ૯૦,૦૦૦, ૯૦૦૦, ૯૦૦, ૯૦ અને ૯ લખાતાં.

ભારતવર્ષમાં અંકોની આ પ્રાચીન શૈલી ક્યારથી પ્રચલિત થઇ તેનો પત્તો નથી. પણ અશોકના સિદ્ધપુર, સહસ્રામ અને રૂપનાથના લેખોમાં આ શૈલીના ૨૦૦, ૫૦ તથા ૬ ના અંકો મળે છે, જેમાં ૨૦૦ નો અંક ત્રણે લેખોમા તદ્દન જુદા જ પ્રકારનો છે અને ૫૦ અને ૬ નાં બે બે પ્રકારના રૂપો મળે છે.

ભારતના આ જટિલ અંકક્રમ કરતા પણ મિસ્રનો સહુથી પુરાણો અંકક્રમ હિએરોગ્લિફીક (ચિત્રલીપી) વધારે જટિલ હતો. તેમાં મૂળ અંકોના ચિહ્ન ફક્ત ત્રણ, જેવા કે ૧, ૧૦ અને ૧૦૦ ના હતા. આ ત્રણ ચિહ્નોને ઘણીવાર લખવાથી ૯૯૯ સુધીના અંકો બનતા. ૧ થી ૯ સુધીના અંકના ચિહ્ન એકના ચિહ્નને ક્રમશઃ ૧ થી ૯ વાર લખીને બનાવાતો. ૧૧ થી ૧૯ સુધીને માટે ૧૦ ના ચિહ્નથી ડાબી બાજુ ક્રમશઃ ૧ થી ૯ સુધી ઉભી લીટીઓ ખેંચવાથી બનતો. ૨૦ ને માટે ૧૦ નું ચિહ્ન બે વાર અને ૩૦ થી ૯૦ સુધીને માટે ત્રણથી નવ વાર લખાતો. ૨૦૦ લખવા માટે ૧૦૦ના ચિહ્નને બે વાર લખતા. આ જ પ્રમાણે ત્રણસો માટે ત્રણવાર. આ ક્રમમા ૧૦૦૦ થી ૯,૦૦૦ ને માટે પણ એક એક ચિત્ર હતા અને લાખને માટે દેડુ અને દશ લાખને માટે હાથ ફેલાવેલા પુરુષના ચિત્રો હતા. મિસ્રનો પ્રાચીનતમ અંક આ હતો. જે આપણા અંકક્રમથી વધારે જટિલ અને ગણનાની તદ્દન પ્રારંભિક અવસ્થા સૂચવતો.

ફિનિશીપન અંક પણ આમાંથી નીકળ્યા છે. તેનો ક્રમ પણ એવો જ છે; ફક્ત દસના ચિહ્નને વારંવાર લખવાની રીતિને સરળ કરવાને તેમાં ૨૦ ને માટે નવીન ચિહ્ન બનાવવામાં આવ્યું, જેથી ૩૦ ને માટે ૨૦ અને ૧૦, ૯૦ ને માટે ૨૦, ૨૦, ૨૦, ૨૦ અને ૧૦ લખવા પડતા.

પાછળથી મિસરવાળાઓ વિદેશી સરળ અંક દેખીને અથવા પોતાની બુધ્ધિથી પોતાના ચિત્રલિપિ અંકક્રમને સરળ કરવાને ભારતીય અંકક્રમ જેવો નવીન અંકક્રમ કર્યો; જેમાં ૧ થી ૯ ને માટે નવ, ૧૦ થી ૯૦ સુધી દશકોને માટે નવ, અને ૧૦૦ તથા ૧૦૦૦ ને માટે એક એક ચિહ્નો બનાવ્યાં. આ અંકક્રમને 'હિએરેટિક' કહે છે અને આમાં પણ ઉપરના બે ક્રમોની માફક અંકો જમણી બાજુથી ડાબી બાજુ લખાય છે, 'ડિમૅાટિક' અંક 'હિએરેટિક' થી નીકળ્યો છે અને બંનેમાં ફેર થોડો જ છે, જે ફેર સમયથી થયો છે.

યૂરોપમાં પણ પ્રાચીન કાળમાં ગ્રીક લોકો કેવળ દશ હજાર સુધી સંખ્યા જાણતા અને રોમન લોકો ૧૦૦૦ સુધીની. તેમના અંકક્રમનો પ્રચાર હજુ સુધી કોઇ કોઇ વાર પ્રકાશિત પુસ્તકોમાં સન લખવામાં, ભૂમિકાના પૃષ્ઠ બનલાવવામાં, અથવા ઘડીયાલનો અંક બનાવવામાં વપરાય છે. તેમાં ૧, ૫, ૧૦, ૫૦, ૧૦૦ તથા ૧૦૦૦નાં ચિહ્ન છે, જેને રોમન અંક કહેવાય છે. આજ બધા ભણેલાઓ રોમન અંક જાણે છે, માટે તેને માટે વધારે લખવાની જરૂર નથી. આ પ્રાચીન અંક ક્રમોથી જ્યોતિષ, ગણિત અને વિજ્ઞાનની વિશેષ ઉન્નતિ થવાનો સંભવ ન હતો. સંસારની હાલની ઉન્નતિ નવીન અંક ક્રમોથી થઇ છે. આ ઉપયોગી અંકક્રમ ભારતવાસીઓએ બનાવ્યો. આ ક્રમમાં જમણીથી ડાબી બાજુ જવાથી પ્રત્યેક અંકનું સ્થાનીય મૂલ્ય દશ ઘણું વધી જાય છે; જેવી રીતે ૧૧૧૧૧૧ માં ૭ અંક એકના જ છે, પણ જમણી તરફના પ્રથમથી ૧, બીજાથી ૧૦, ત્રીજાથી ૧૦૦, ચોથાથા

૧૦૦૦, પાચમાથી ૧૦,૦૦૦, અને છઠ્ઠાથી ૧૦,૦૦૦૦ જણાય છે આથી જ આ સખ્યાસૂચક ક્રમને 'દશગુણોત્તર' સખ્યા કહે છે અને વર્તમાન સમયમા મોટે ભાગે સસારમા આ અકક્રમ ચાલુ છે આ ક્યારે નીકળ્યો તેનો પત્તો નથી પ્રાચીન શિલાલેખો અને દાનપત્રોના લેખોમા પુરાણી શૈલીના પ્રમાણે ઇ સ ની છઠ્ઠી શતાબ્દી સુધી એ જ ક્રમ આપ્યો છે સાતથી દશમી શતાબ્દી સુધીમા કેટલાક પ્રાચીન તો કેટલાક નવીન શૈલીનુ અનુકરણ કર્યું છે, પણ ગણિતકારો નવીન ક્રમનો વ્યવહાર છઠ્ઠી શતાબ્દી પહેલા કરતા વરાહમિહિરની 'પચ સિદ્ધાતિકા'મા બધે નવીન અક આપ્યો છે આથી નક્કી થાય છે કે ઇ સ ની પાચમી શતાબ્દીના અતના ભાગમા જ્યોતિષી લોકો નવીન શૈલીનો વ્યવહાર કરતા ભટ્ટોત્પલે 'બૃહત્સહિતા ની ટીકામા વરાહમિહિરે પોતાના ગ્રથમા ઉલ્લેખ કરાયેલા પુલિશ સિદ્ધાત'માથી વચનો ટાકયા છે

તેમણે એક બીજા સ્થાનમા પણ મુળ પુલિશ સિધ્ધાત ' નામથી શ્લોક ઉધૃત કર્યો છે આ બન્નેમા વર્તમાન શૈલીના અકને મળતાવડા પણ છે આથી જાણી શકાય કે વરાહમિહિરની પૂર્વ પણ આ શૈલીનો પ્રચાર હતો

યોગસૂત્રના પ્રસિધ્ધ ભાગમા વ્યાસે [ઇ સ ૩૦૦ની આસપાસ] દશગુણોત્તર અકક્રમનુ સ્પષ્ટ ઉદાહરણ દીધુ છે જેમ એમનો અક '૧', સોના સ્થાન પર ૧૦૦ને માટે દશકાના સ્થાન પર ૧૦ને માટે, અને એકમના સ્થાન પર ૧ને માટે વપરાય છે બખ્શાલી ગામમા ભોજપત્ર પર લખેલી એક પ્રાચીન ચોપડી જમીનમા દટાયેલી મળી આવી છે, જેમા નવી શૈલીના અક છે ડૉ હૉર્નલીએ તેનો રચનાકાળ ત્રીજી અથવા ચોથી શતાબ્દી બતાવ્યો છે આના પર ડૉ બુલર લખે છે કે જો અકગણિતની પ્રાચીનતાનુ ડૉ હૉર્નલીનુ આ અનુમાન ઠીક હોય તો તેના નિર્માણનો સમય ઇ સ ના પ્રારભકાળમા અથવા તેનાથી પણ પ્રાચીનકાળ હોય. હાલ સુધી નવીન શૈલીના અકોની પ્રાચીનતા અહીં સુધી જાણીતી થઇ છે.

શૂન્યની યોજના કરીને નવ અંકોથી ગણિતશાસ્ત્રને સરળ કરવા ઇચ્છનાર પહેલા કયા વિદ્વાન હતા તે નથી જણાતું. કેમ એમ કહેવાય કે તેની સૃષ્ટિ ભારતમા થઇ પછીથી આ ક્રમ અરબોએ લીધો અને અરબથી ગયો યુરોપમા. આથી પહેલા એશિયા અને યુરોપની બાબિલઅન, ફિનિ, ગ્રીક અરબ જેવી જાતિઓ વર્ણમાલાના અક્ષરોથી અંકોના કામ ચલાવતી. અરબોમા ખલીફા વલીદના સમય સુધી (ઇ સ ૭૦૫–૭૧૫) અંકોનો પ્રચાર ન હતો. ત્યાર પછી ભારતમાથી તેમણે અંક લીધો ×

આ વિષયમા અંગ્રેજી વિશ્વકોશ 'એન્સાઇક્લોપીડિઆબ્રીટેનિકા' લખે છે "સંદેહ નથી કે આપણા વર્તમાન અંકક્રમની ઉત્પત્તિ ભારતીય છે સંભવત ખગોળ સબધી એ કોષ્ઠકોની સાથે—જે એક ભારતીય રાજદૂત ઇ સ ૭૭૩મા બગદાદમા લાવ્યો—આ અંકોનો પ્રવેશ અરબમા થયો પછી ઇ સની ૧૧મી શતાબ્દીની પ્રારભમા પ્રસિધ્ધ અબુજફર મુહમ્મદ અલ ખ્વારિઝમીએ અરબીમા ઉક્ત ક્રમનુ વિવેચન કર્યું અને તે સમયથી અરબમા તેનો પ્રચાર વધવા લાગ્યો"

'યુરોપમા શૂન્ય સાથે આ સંપૂર્ણ અંકક્રમ ઇ૦ સ૦ની ૧૨મી શતાબ્દીમા અરબો પાસેથી લીધો અને આ ક્રમથી બનેલુ અંકગણિત અલગોરિટ્મસ (અગગોરિથમ) નામથી પ્રસિધ્ધ થયુ આ વિદેશી શબ્દ 'અલ્ખારિઝ્મી'નુ અક્ષરાન્તર માત્ર છે જેનુ અનુમાન રેનૉડે કર્યું અને ઉક્ત અરબ ગણિતશાસ્ત્રીની ન મળેલી અંકગણિતની ચોપડીના કેમ્બ્રીજના મઠના અદ્વિતીય હસ્તલિખિત અનુવાદના (જે સંભવત એડેલહર્ડે કર્યો છે) પ્રસિધ્ધ થયા પછી આ પ્રમાણ પ્રમાણિત થઈ ગયુ છે ખ્વારિઝ્મીના અંકગણિતના પ્રકારોને પૂર્વીય વિદ્વાનોએ સરળ કર્યો અને આ વધારે સરળ થયેલા પ્રકારો પશ્ચિમી યુરોપમા

× પ્રાચીન અને નવીન અંકક્રમના વિસ્તૃત વિવરણ માટે જુઓ, "ભારતીય પ્રાચીન લિપિમાળા', પૃ ૧૧૦–૧૨૮

પીસાના લિઓનાર્ગોએ અને પૂર્વમાં મૅક્સિમસ પ્લૅનુડેએ પ્રચાર કર્યો × ઝીરો ( zero ) શબ્દની ઉત્પત્તિ અરબીના 'સિફ્ર'થી લિયોનાર્ડોએ પ્રયુક્ત કરેલા 'ઝફિરો' શબ્દથી થાય છે "*

અલબેરૂની લખે છે ' હિંદુ લોકો પોતાની વર્ણમાળાના અક્ષરો અંકોના સ્થાનમાં નથી વાપરતા જેવી રીતે આપણે હિબ્રૂ ભાષાના ક્રમથી અરબી અક્ષરોને વાપરીએ છીએ ભારતવર્ષના અલગ અલગ વિભાગોમાં જેમ અક્ષરોની આકૃતિઓ ભિન્ન છે, તેમ સંખ્યાસૂચક ચિહ્નોની આકૃતિઓ પણ ભિન્ન છે જે અંકો આપણે વાપરીએ છીએ તે હિંદુઓના સૌથી સુંદર અંકોમાથી લીધેલા છે જે ભિન્ન ભિન્ન જાતિઓ સાથે મારો સંપર્ક રહ્યો તે સધાની ભાષાના સંખ્યાસૂચક ક્રમના નામોનો મે અભ્યાસ કર્યો છે મને ખબર પડી કે કોઈ જાતિ એક હજારથી આગળ નથી જતી અરબ લોક પણ એટલા જ જાણે છે આ વિષયમા મે અલગ પુસ્તક લખ્યુ છે આપણા અંકક્રમોમાં જે હજારથી વધારે ગણે છે, તે હિંદુઓ છે તેઓ સંખ્યાસૂચક ક્રમને અઢારમા સ્થાન સુધી લઈ જાય છે, જેને તેઓ પરાર્ધ કહે છે અંકગણિતમા હિંદુઓ આપણી માફક પ્રયોગ કરે છે મે એક પુસ્તકમા બતાવ્યુ છે કે આ વિષયમા હિંદુઓ આપણા કરતા કેટલા બધા આગળ વધ્યા છે "×

## અંકગણિત

ગણિત વિષયની ચોપડીઓ જ્યોતિષના વિદ્વાનોની જ લખેલી છે જેનો ઉલ્લેખ ઉપર કરી દીધો છે આર્યભટના પુસ્તકના પહેલા બે વિભાગ, 'બ્રાહ્મણ સ્ફુટ સિધ્ધાંત'નો ગણિતાધ્યાય અને કુટ્ટકાધ્યાય તથા સિધ્ધાંતશિરોમણિ'મા લીલાવતી નામનો અધ્યાય ગણિતના છે આ બધા પુસ્તકોથી જણાય છે કે તેઓને ગણિતના ઉચ્ચ સિધ્ધા-

× એન્સાઈક્લોપીડીઆ બ્રિટેનીકા, ભા ૧૭ પૃ ૬૨૬
* અલબેરૂનીઝઇન્ડિઆ ભા ૧ પૃ ૧૭૪–૭૭

ન્તોનો પરિચય હતો. સરળ ગણિતના આઠ નિયમો–યોગ, ઋણ, ગુણ, ભાગ, વર્ગીકરણ, ઘનીકરણ, વર્ગમુલ અને ઘનમુલ—નાં વર્ણનો મળે છે. આ સિવાય ભિન્ન સંબંધી, શૂન્ય સંબંધી, ક્ષેત્રફલ, કાર્ય સબંધી, ત્રૈરાશિક, શ્રેઢી, કુટ્ટક તથા અનંત રાશિઓનાં માન સબંધી એટલે કે શૂન્યગણિત અને વ્યાજ સંબંધી નિયમોનાં પણ વર્ણનો છે.

## બીજગણિત

અંકગણિત સિવાય બીજગણિતનો પણ ઉપયોગ જ્યોતિષમાં થતો. ઉપરોક્ત ગ્રંથોમાં બીજગણિતના ઉન્નત સિધ્ધાંતો મળે છે. આ પણ અહીંજ વિકાસ પામ્યા. શ્રી. કાજેરીએ લખ્યું છે કે : "બીજ-ગણિતના પ્રથમ યૂનાની વિદ્વાન ડાયોફ્રેટે પણ ભારતમાંથી જ આ સબંધી પહેલું જ્ઞાન મેળવ્યું." ભારતે બીજગણિત યૂનાન પાસે શીખ્યું તે બરાબર નથી. ભારતીય અને યૂનાની બીજગણિતમાં ઘણો ભેદ છે. ભારતમાં ૧૨ મી સદી સુધીમાં બીજગણિત સંબંધી જે નિયમો કર્યા હતા તે યુરોપમાં ૧૭મી અને ૧૮મી સદીમાં પ્રચલિત થયા. ભારતમાં નક્કી થયેલા કેટલાક નિયમો :

૧. ઋણ રાશીઓના સમીકરણની કલ્પના.
૨. વર્ગ સમીકરણ સરળ કરવું.
૩. અંકપાશના નિયમ (યૂનાની ન જાણતા)
૪. એક વર્ણ અને અનેકવર્ણ સમીકરણ.
૫. વ્યક્ત અને અવ્યક્ત ગણિતના વિકાસ માટે કેન્દ્ર-ફલનો નિર્ણય.

ભાસ્કરાચાર્યે આ સિધ્ધાંત પણ સિધ્ધ કર્યો છે :

ક્ષ × ૦ = ૦; $૦^{૨}$ = ૦; $\sqrt{૦}$ = ૦; ક્ષ ÷ ૦ = ૦*

ભારતવર્ષમાંથી જ બીજગણિત પણ અરબોદ્વારા યૂરોપમાં ગયું. પ્રો૦ મોનિયેર વિલિયમ્સના પ્રમાણે બીજગણિત અને જ્યામિતિ તથા ખગોળના પ્રયોગ ભારતમાં જ આવિષ્કૃત થયા છે.× મુસા અને યાકુબે ભારતીય બીજગણિતનો પ્રચાર અરબમાં કર્યો. અરબમાંથી પ્રચાર ગયો યૂરોપમાં.+

## રેખાગણિત

આ પ્રમાણે રેખાગણિતમાં પણ ભારતમાં ઉન્નતિ થઇ હતી. ભારતનું પ્રાચીનતમ રેખાગણિત બૌધ્ધાયન અને આપસ્તંભનાં શુલ્વ સૂત્રોમાં મળે છે વેદિયો અને કુંડો બનાવવામાં આનો ઘણો ઉપયોગ થતો. યજ્ઞ અને સંસ્કાર કરાવનારા પુરોહિત જાણતા કે આયતનું ક્ષેત્રફળ વર્ગમાં અને વર્ગનું ક્ષેત્રફળ વૃત્તમાં કેવી રીતે લવાય. આ પણ યૂનાની પ્રભાવથી બિલકુલ મુક્ત હતું. રેખાગણિતની કેટલીક સિદ્ધિઓ નીચે આપીએ છીએ, જે આપણા સમય સુધી જાણીતી થઇ ચુકી હતીઃ—

૧. પેથાગોરસની સિધ્ધિ : સમકોણ ત્રિભુજની બે ભુજાઓના વર્ગોનો યોગ કર્ણના વર્ગની બરાબર થાય છે.

---

* અનુવાદક : એક મારા મિત્ર હજારીલાલ દ્વિવેદીજી (શિક્ષક, શાન્તિનિકેતન) એ સૂચવ્યુ છે કે :

क्ष÷०=$\frac{क्ष}{०}$=खहर राशि ॥ अस्मिन विकारः खहरे न राशावपि प्रविष्टेष्वपि निःसृतेषु । बहुष्वपि स्यात्लयसृष्टिकालेऽनन्तेऽच्युते भूतगणेषु यद्वत् ॥ भास्करीय बीजगणितम् ॥

× ઇન્ડિયન વિઝ્ડમ : પૃ૦ ૧૮૫

+ વિ. કે. સરકાર; હિંદુ એચીવમેન્ટસ ઇન એક્ઝેક્ટ સાઈન્સેઝ, પૃ ૧૨–૧૫

૨. બે વર્ગોનો યોગ અથવા અંતરની સમાન વર્ગ બનાવવો.
૩. કોઈ પણ આયતને વર્ગમાં પરિણત કરવો.
૪. √— નું વાસ્તવિક માપ અને રાશિયોનું મધ્યમાહરણ.
૫. વર્ગોને વૃત્તમાં લાવવા.
૬. વૃત્તનું ક્ષેત્રફળ.
૭. વિષમ ચતુર્ભુજમા કરણાનયનની વિધિ.
૮. ત્રિભુજ, વૃત્ત અને વિષમ ચતુર્ભુજનાં ક્ષેત્રફલ.
૯. બ્રહ્મગુપ્તે વૃત્તખંડની જ્યા તથા તેના પરથી ખેચેલા કેંદ્ર સુધીના લંબ માલુમ થવાથી વ્યાસ અને વૃત્તખંડનું ક્ષેત્રફળ કાઢવાના નિયમો આપ્યા છે.
૧૦. શંકુ અને વર્તુલાકાર પદાર્થોનાં ક્ષેત્રફળ.

ભાસ્કરાચાર્યે પોતાના પહેલાના ઘણા ગણિતના વિદ્વાનો— આર્યભટ્ટ, મલ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, મહાવીર, શ્રીધર, આર્યભટ (બીજા) અને ઉત્પલ—ના નક્કી કરેલા નિયમોનો સાર આપીને તેમની કૃતિ બતલાવી છે. બીજગણિતની માફક યાકૂએ ભારતીય રેખાગણિતનો પ્રચાર અરબમાં કર્યો. +

## ત્રિકોણમિતિ

પ્રાચીન ભારતીય ત્રિકોણમિતિથી પણ પરિચિત હતા. તેમણે જ્યા ( Sine ) અને ઉત્ક્રમ જ્યા ( Versed sine )ના કોઠાઓ બનાવ્યા. આ સારણિઓમાં વૃત્તપાદના ચોવીસમા ભાગ સુધીનો પ્રયોગ છે. બન્ને સારણિઓમાં અભિન્ન માનથી જ્યા અને ઉત્ક્રમ જ્યાનું પરિદર્શન મળે છે. આ ત્રિકોણમિતિનો પ્રયોગ જ્યોતિષમાં થતો.

+ વિ૦ કે૦ સરકાર. "હિંદૂ એચીવમેન્ટસ ઇન એક્ઝેટ સાઈન્સેઝ; પૃ. ૧૬—૧૯

વાચસ્પતિએ ચાપીય ઘનક્ષેત્ર કાઢવાનું સાધન ઘણી મૌલિક રીતથી આપ્યુ છે આ પ્રમાણે ન્યૂટનથી પાચ શતાબ્દી પૂર્વે ચલન ગણિતનો આવિષ્કાર કરીને ભાસ્કરાચાર્યે જ્યોતિષમા ઉપયોગ કર્યો શ્રી બ્રજેન્દ્રનાથ શીલના પ્રમાણે ગણિઓના તાત્મનિક ગણિત સાધનમા આર્કિમીડિસથી વધાર શુદ્ધ અને પ્રમાણ છે ભાસ્કરાચાર્યે ગ્રહની ક્ષણિક ગતિની ગણના કરતા એક સેકન્ડના ૩૩૭૫મા ભાગ–ત્રુટિનો પણ ઉલ્લેખ કર્યો છે

ભારતીય લોકો ભૂગોળ અને ગ્રહમડળ સબધી ગતિશાસ્ત્ર પણ જાણતા સ્થિતિશાસ્ત્ર ( Statics ) અને ગતિશાસ્ત્ર ( Dynamics ) પણ ભારતીય કામ ને કાઇ નક્કી જાણતા ×

---

## આયુર્વેદ

આયુર્વેદ પણ પ્રાચીન કાળથી ભારતમા અસત ઉન્નત હતો વૈદિક સાહિત્યમા આપણે શરીરવિદ્યા, ગર્ભવિદ્યા અને સ્વચ્છતાના મૂળ જોઇએ છીએ અથર્વવેદમા રોગોના નામ અને તેના લક્ષણ ઉપરાત માણસના શરીરના હાડકાઓની પૂરી સખ્યા આપી છે બૌદ્ધ કાળમા તેનો વિકાસ થયો અશોકના પર્વતના લેખોમાના બીજા પ્રજ્ઞાપનમા પશુચિકિત્સા અને મનુષ્યચિકિત્સા અને મનુષ્ય તથા પશુઓની ઉપયોગી આષધીઓનો ઉલ્લેખ છે ચીની તુર્કસ્તાનના ૩૫૦ ઇ સની આસપાસના ભોજપત્રમા લખેલા ગ્રથો મળે છે, જેમાથી ત્રણ આયુર્વેદ સબધી છે આયુર્વેદના પ્રાચીન વિદ્વાનોમા **चरक**નુ નામ પ્રસિદ્ધ છે તેમના સમય અને નિવાસસ્થાન માટે ઐતિહાસિકોમા મતભેદ છે તેમની **'चरकसंहिता'** અગ્નિવેશના આધાર પર લખાયેલી છે **'चरक-**

---

× વિ૦ કે૦ સરકાર 'હિંદુ એચીવમેન્ટસ ઈન એક્ઝેટ સાઇન્સેઝ, પૃ ૨૦—૨૭

**संहिता'** વૈદ્યકનો ઉત્તમ ગ્રંથ છે **'सुश्रुत संहिता'** પણ એક એટલોજ મહત્વનો ગ્રંથ છે તેનો પ્રચાર નવમી તથા દશમી સદીમા કમ્બોડીયામા થઇ ચૂક્યો હતો આ ગ્રંથ પહેના સૂત્રોમા લખાયેલો આ બન્ને ગ્રંથો આપણા સમયની પૂર્વના છે

આપણા સમયની શરૂઆતના ગ્રંથ તે કે **'अष्टांगसंग्रह'** અને **'अष्टांग हृदयसंहिता', वृद्ध वागभट्ट' 'अष्टांगसंग्रह'** કદાચ સાતમી સદીમા લખેલો બીજા ગ્રંથના કર્તા પણ વાગ્ભટ્ટજ છે જે પહેલાથી જુદા છે અને કદાચ ૮૦૦ ઇ સ ની આસપાસ થયા આ વખતે ઇન્દુકરના પુત્ર **माधवकरे 'रुग्विनिश्चय'** અથવા **'माधवनिदान'** નામનો એક ઉત્કૃષ્ટ ગ્રંથ લખ્યો આ ગ્રંથ આજ પણ નિદાનમા પ્રામાણિક ગણાય છે આમા રોગોના નિદાન ઉપર ઘણો વિચાર કરવામા આવ્યો છે **वृंद**ના **'सिध्दियोग'**મા જ્વર આદિ સમયના વિશેષના પરિણામ પર સારી રીતે વિચાર કર્યો છે ૧૦૬૦ ઇ સમા બંગાળાના ચક્રપાણિ દત્તે **'सुश्रुत'** અને **'चरक'** ઉપર ટીકાઓ લખવા ઉપરાંત **'सिद्धियोग'**ના આધાર પર **'चिकित्सा-सारसंग्रह'** નામનો ગ્રંથ લખ્યો આપણા સમયના અંતમા ૧૨૦૦ ઇ સ ની આસપાસ **शार्ङ्गधरे 'शार्ङ्गधरसंहिता'** લખી તેમા અફીણ અને પારાના વર્ણન ઉપરાંત નાડીવિજ્ઞાનના નિયમો આપવામા આવ્યા છે પારાનો તે વખતે ઘણો પ્રચાર હતો અને રસીએ પણ પારાનુ વર્ણન કર્યું છે વનસ્પતિશાસ્ત્ર સબંધી પણ ઘણા કોશ લખાયા જેમા **'शब्दप्रदीप'** અને **'निघंटु'** પ્રસિધ્ધ

આપણે ત્યા શરીરવિદ્યા ( Anatomy ) ઘણી ઉન્નત હતી તે વખતના ગ્રંથોમા હાડકા, નાડીઓ અને સૂક્ષ્મ શિરાઓના વિવેચન છે

### શલ્યવિદ્યાનો વિકાસ

શલ્યવિદ્યાનો પણ તે વખતે આશ્ચર્યજનક વિકાસ થઈ ચૂક્યો હતો. '**સુશ્રુત**'માં શલ્યવિદ્યાનું ઘણું વર્ણન મળે છે. ઋગ્વેદમાં આયુર્વેદના જન્મદાતા ત્રણ મનાયા છે: દિવોદાસ, ભારદ્વાજ, અને અશ્વિન.* મહાભારતમાં પણ ભીષ્મ શરશય્યા પર પડવાથી દુર્યોધન શલ્ય કાઢનારા વૈદ્યોને લાવે છે તેનો ઉલ્લેખ છે. વિનયપિટકના **महावग्ग**માં લખ્યું છે: "અશ્વઘોષે એક ભિક્ષુના ભગંદર રોગ પર શલ્યકર્મનો પ્રયોગ કર્યો હતો.+" તે સમયે **जीवक** નામનો બૌધ્ધ ભિષક આયુર્વેદનો ખાસ કરીને શલ્યચિકિત્સાનો મોટો વિદ્વાન થયો, જેનું વિસ્તૃત વર્ણન **महावग्ग**માં મળે છે. તેણે 'ભગંદર, શિરોરોગ, કમળો આદિ ભારે રોગોને મટાડવા માટે પ્રસિધ્ધિ મેળવી હતી. ભોજપ્રબંધમાં બેહોશ કરીને શલ્યકર્મ કરવાનો ઉલ્લેખ છે. ચીરવાનાં અને ફાડવાનાં શસ્ત્રો સાધારણ રીતે લોઢાનાં બનાવવામાં આવતાં, પણ રાજા અને પૈસાવાળાઓ માટે સોના, ચાંદી, ત્રાંબા વગેરેનાં પણ વપરાતાં. યંત્રો માટે વર્ણન છે કે તે તેજી, ચિકણા મુખવાળાં સુદૃઢ, ઉત્તમ રૂપવાળાં તથા સુગમતાથી પકડી શકાય તેવા જોઇએ. ભિન્ન ભિન્ન કાર્યો માટે શસ્ત્રોની ધાર, પરિમાણ પણ ભિન્ન ભિન્ન રહેતાં. શસ્ત્ર બુઠ્ઠાં ન બની જાય માટે લાકડાનું ખોખું બનાવવામાં આવતું જેની ઉપર અને અંદર કોમળ રેશમ અથવા ઊનનું કપડું રહેતું શસ્ત્ર આઠ પ્રકારનાં છે: છેદ્ય, ભેદ્ય, વેધ્ય (શરીરના કોઈપણ ભાગમાંથી પાણી કાઢવું), એષ્ય (નાડીમાં વ્રણ તપાસવાનું), આર્ધ્ય [દાંત અથવા પથરીને કાઢવાનું] વિસ્રાવ્ય [રૂધિરનો સ્રાવ કરાવવો] સીવ્ય [સીવવાનાં] લૈપ્ય [બળીયાનાં ટીકામાં છુંદવું]. આપણા સમયના વાગ્ભટ્ટે ૧૩ પ્રકારનાં

---

* यद् यातं दिवोदासाय वर्त्ति भारद्वाजायश्विनाहयंता ।

\+ એન્શન્ટ સર્જીકલ ઈન્સ્ટ્રુમેન્ટસ: આ. ૧ ૩૦ મ૦ ૧—૧૨-૧૬.

શલ્યકર્મ માન્યાં છે. સુશ્રુતે ચીરવાનાં યંત્રોની સંખ્યા ૧૦૧ માની છે, પણ વાગ્ભટ્ટે ૧૧૫ માની છે અને લખ્યુ છે કે કર્મ અનિશ્ચિત હોવાથી યંત્રસંખ્યા પણ અનિશ્ચિત છે વૈદ્ય પોતાની જરૂર પ્રમાણે યંત્ર બનાવી શકે છે શસ્ત્રોની સંખ્યા ભિન્નભિન્ન વિદ્વાનોએ ભિન્નભિન્ન માની છે આ યંત્રો અને શસ્ત્રોના વિસ્તૃત વર્ણન પણ તે ગ્રંથોમાં આપેલા છે અર્શ, ભગંદર, યોનિરોગ, મૂત્રરોગ, આર્તવરોગ, શુક્રરોગ વગેરે રોગો માટે જૂદા જૂદા યંત્રો વપરાતા વ્રણવસ્તિ, વસ્તિયંત્ર પુષ્પનેત્ર [લિંગમા ઔષધ નાખવા માટે], શનાકાયંત્ર નખાકૃતિ ગર્ભશંકુ પ્રજનનશંકુ [જીવતા બાળકને ગર્ભાશયમાથી બહાર લાવવા માટે] સર્પમુખ, જેવા ઘણા યંત્રો છે વ્રણ અથવા ઉદરના રોગો માટે પાટા બાધવાના વર્ણન કર્યા છે. ગુદભ્રંશ માટે ચર્મબંધનનો પણ ઉલ્લેખ છે મનુષ્યના વાળ અથવા ઘોડાના વાળ પણ સીવવાને માટે લેવાતા ખરાબ પરુ કાઢવા માટે જળોનો પ્રયોગ પણ થતો જળોની પહેલા પરીક્ષા કરવામા આવતી કે તે ઝેરી છે કે નહિ ટીકાની માફક મૂર્છામા શરીરને તીક્ષ્ણ શસ્ત્રથી ચીરીને દવાને રુધિરમા મેળવી દેવામા આવતી ગતિવ્રણ [Sinus] તથા અર્બુદોની ચિકિત્સા માટે પણ સોયનો પ્રયોગ થતો ત્રિકૂર્ચક શસ્ત્રનો પ્રયોગ કુષ્ઠમા થતો આજકાલ લેખન કરતી વખતે લગાવવા માટે જે ત્રણચાર સોયવાળા ઓજારનો પ્રયોગ થાય છે, તે જ આ ત્રિકૂર્ચક છે. વર્તમાનકાલનો Tooth elevator તે વખતે દતશંકુના નામથી પ્રચલિત હતો પ્રાચીન આર્યો કૃત્રિમ દાતો બનાવવા તથા બાધવા અને કૃત્રિમ નાક બનાવીને સીવવાનું પણ જાણતા મોતિયાબિંદ [Cataract] કાઢવાને પણ શસ્ત્ર હતા કમલનાલનો પ્રયોગ દૂધ પીવરાવવા અથવા ઉલટી કરાવવા માટે થતો, જે આજકાલના Stomach pumpનું કામ આપતો *

---

* નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૮ અ ૧ અને ૨ 'પ્રાચીન શલ્યતંત્ર'

સર્પવિદ્યા :

સર્પવિદ્યાનો પણ પ્રચાર હતો. સિકંદરનો સેનાપતિ નિર્યાકસ લખે છે કે યૂનાની લોક સર્પવિષ કાઢવાનું નથી જાણતા, પણ જેને સાપ કરડે, તે બધાને ભારતમાં સાજા કરવામાં આવે છે.* દાહક્રિયા અથવા ઉપવાસચિકિત્સા પણ ભારતમાં પૂર્ણતયા હતી. શોથ નામના રોગમાં મીઠું ન આપવાની વાત ભારતીય ચિકિત્સક હજારો વર્ષ પહેલાં જાણતા હતા.

પશુચિકિત્સા :

આ વિષયમાં પણ ઘણા ગ્રંથો મળે છે. પાલકાપ્યકૃત 'गजचिकित्सा' 'गजायुर्वेद' 'गजदर्पण' 'गजपरीक्षा': बृहस्पति રચિત 'गजलक्षण', 'गोवैद्य शास्त्र', જયદત્તકૃત 'अश्वचिकित्सा', નકુલ લિખિત 'शालिहोत्र शास्त्र' 'अश्वतन्त्र' ગણ રચિત 'अश्वायुर्वेद' 'अश्व लक्षण' 'हयलीलावती' ઉપરાંત બીજા ઘણા ગ્રંથો છે મોટે ભાગે ઘણા ગ્રંથો આપણા સમયના છે. તેરમી સદીમાં પશુચિકિત્સા ગ્રંથનો ફારસીમાં અનુવાદ થયો. તેમાં નીચે જણાવેલા ૧૬ અધ્યાયો છે —

૧. ઘોડાની જાતિ.
૨. તેની સવારી તથા પોશાક.
૩. અસીલનો પ્રબંધ.
૪. ઘોડાનો રંગ અને જાતિઓ,
૫ તેના દોષ.

* વાઇઝ; હિસ્ટ્રી ઓફ મેડિસિન; પૃ. ૯.

૬. તેનાં અંગ પ્રત્યંગ.
૭. તેની બીમારી અને ચિકિત્સા.
૮. તેનું ખરાબ લોહી કાઢવું.
૯. તેનો ખોરાક.
૧૦. તેને હૃષ્ટપુષ્ટ કરવાનાં સાધન.
૧૧. દાંતોથી આયુષ્ય જાણવું. *

**પશુવિજ્ઞાન :**

ભારતના વિદ્વાનો પશુનો સ્વભાવ, પ્રકૃતિ બરાબર જાણતા. પશુઓના શરીરવિજ્ઞાન વિષે પણ તેમને સાધારણ ખ્યાલ હતો. ઘોડાના દાંત પરથી આયુષ્ય જાણવાની પ્રથા પ્રાચીન છે. સર્પોની અનેક જાતિઓ જાણીતી હતી. ભવિષ્યપુરાણમાં મળે છે કે સર્પ વર્ષા ઋતુની પહેલાં સંગ કરે છે અને લગભગ ૬ માસ પછી સર્પિણી ૨૪૦ ઈંડાં મૂકે છે. ઘણાં ઈંડા માતાપિતા ખાઇ જાય છે અને રહેલાં ઈંડાંમાંથી બે માસમાં બચ્ચાં બહાર આવે છે. સાતમા દિવસે તે કાળાં થઇ જાય છે અને ૧૫-૨૦ દિવસમાં તેના દાંત આવે છે. ત્રણ અઠવાડીયામાં તેનામાં વિષ ઉત્પન્ન થાય છે, ૬ માસમાં સાપ કાંચળી ઉતારે છે. તેની ચામડી પર ૨૪૦ સંધિઓ હોય છે. ડલ્લણે સુશ્રુતની ટીકા લખતાં શાટ્યાયનનું ઉદ્દરણ કરીને લખ્યું છે કે તે કૃમિઓ તથા સરીસૃપો (રંગવાળાં જંતુઓ)ના વિષયમાં પ્રામાણિક વિદ્વાન છે. તેણે કૃમિઓનાં ભિન્ન ભિન્ન અંગો પર પણ વિચાર કર્યો છે. ×

આપણા સમયની આસપાસ જૈન વિદ્વાન પંડિત હંસદેવે લખેલું 'મૃગપક્ષિશાસ્ત્ર' પણ પોતાના વિષયમાં ઉપયોગી અને પ્રામાણિક ગ્રંથ છે. તેમાં સિંહના વર્ણનમાં તેના ૬ ભેદ બતાવ્યા છે. સિંહ, મૃગેન્દ્ર,

* હરવિલાસ સારડા : હિંદુ સુપિરિયોરિટી ; પૃ. ૨૫૩-૫૭.
× વિ. કે. સરકાર : હિંદુ એચીવમેન્ટસ ઇન એક્ઝેટ સાઈન્સેઝ પૃ. ૭૧-૭૫

પંચાસ્ય, હર્યક્ષ, કેસરી અને હરિ તેમણે સિંહનું વર્ણન પણ આપ્યું છે. તેનો ગર્ભ, ગર્ભકાળ, સ્વભાવ વિગેરે પર પણ તે ગ્રંથમાં પ્રકાશ નાખ્યો છે.

સિંહના વર્ણન પછી હંસદેવે વાઘ, રીંછ, ગેંડો, હાથી, ઘોડો, ઊંટ, ગધેડો, ગાય, બળદ, ભેંસ, બકરી, હરણ વાંદર, ઉંદર, પશુઓ તથા ગરુડ, હંસ, બાજ, લેષ, સારસ, કૌવા, ઉલ્લૂ, તોતા, કોયલ જેવાં અનેક પક્ષીઓનાં વિચારપૂર્વક વિવરણ આપ્યાં છે જેમાં તેમની જાતિઓ, વર્ણ, સુવાકાલ, સંભોગ માટે અવસ્થા, ગર્ભકાળ, તેમની પ્રકૃતિ, જાતિ, આયુ તથા ખોરાક, નિવાસ સબંધી વિષયો પર ઠીક પ્રકાશ નાખ્યો છે. હાથીનું ભોજન શેરડી બતાવ્યુ છે. હાથીની ઉમર ૧૦૦ વર્ષ બતલાવી છે અને ઉદરની ઓછામા ઓછી ૧॥ વર્ષ. *

## ચિકિત્સાલય :

ઔષધાલય અને ચિકિત્સાલય બનાવવામા ભારતવાસીઓએ શરૂઆત કરી. ફાહિયાને ( ઈ સ ૪૦૦ ) પાટલિપુત્રના એ. ઔષધાલયનુ વર્ણન કરતા લખ્યુ છે કે ત્યા બધા ગરીબ અને અસહાય રોગીઓ જઇને ઇલાજ કરાવતા, તેમને જરૂર પ્રમાણે દવા અપાતી. તેમના આરામનો પૂરો ખ્યાલ રખાતો. યૂરોપમા સર્વપ્રથમ ઔષધાલય વિન્સેન્ટ સ્મીથના પ્રમાણે દસમી સદીમા થયુ હુસેન્ત્સગે પણ તક્ષશિલા મણિપુર, મથુરા અને મુલતાન જેવાની પુણ્યશાળાઓના નામ આપ્યા છે, જેમાં ગરીબો અને વિધવાઓને મફત દવા, ભોજન અને વસ્ત્ર મળતા. ×

## ભારતીય આયુર્વેદનો યૂરોપીય ચિકિત્સા પર પ્રભાવ :

વર્તમાન યુરોપિઅન ચિકિત્સાશાસ્ત્રનો આધાર પણ આયુર્વેદ છે. લોર્ડ એમ્પથિયે એક ભાષણમા કહેલું કે મને તે નિશ્ચય છે કે આયુર્વેદ

* આ પુસ્તક હાલમા મળ્યુ છે અને પંડિત વી૦ વિજયરાઘવાચાર્યજી પુરાતત્વજ્ઞ, તિરૂપતિ ( મદ્રાસ )મા મળી શકે છે.

× નાગરી પ્રચારિણી પત્રિકા; ભા૦ ૮. પૃ. ૧૯–૨૦

ભારતમાંથી અરબમાં અને ત્યાંથી યુરોપમાં આવ્યો * અરબનું ચિકિત્સાશાસ્ત્ર સંસ્કૃત ગ્રંથોના અનુવાદ ઉપર નિર્ભર હતું. ખલીફાઓએ કેટલાક સંસ્કૃત ગ્રંથોનો અરબીમાં અનુવાદ કરાવ્યો ભારતીય ચિકિત્સક ચરકનું નામ લેટિનમાં પરિવર્તન થઇને હજુ પણ વિદ્યમાન છે, × નોશેરવાંનો સમકાલીન બર્જોહેહ (Barzonhglh) ભારતમાં વિજ્ઞાન શીખવા આવ્યો હતો + એ સાચૂતી પ્રમાણે અલબેરુની પાસે વૈદક અને જ્યોતિષ વિષયક ગ્રંથોના અનુવાદ હતા અને મનસુરે આઠમી સદીમાં ભારતના ઘણા વૈદક ગ્રંથના અરબીમાં અનુવાદ કરાવ્યા પ્રાચીન અરબ-લેખક ગૈહેપિથે ચરકને પ્રામાણિક વૈદ્ય માનીને તેનું વર્ણન કર્યું છે ૧ હારૂનરશીદે ઘણા ભારતીય વૈદ્યોને પોતાને ત્યાં બોલાવ્યા હતા એ સમાથી જ આયુર્વેદ યુરોપમાં ગયો તે નિશ્ચિત છે

નીચે કેટલીક વિદ્વાનોની સંમતિઓ આપવામાં આવે છે 'હિંદુઓનો કાયદો બનાવનાર મનુ સંસારના સ્વચ્છતાના સુધારકોના સહુથી ઉત્તમમાના એક હતા" (લોર્ડ એમ્પથિલ)

ભારતીય ઔષધિશાસ્ત્ર શસ્ત્રવિજ્ઞાનના બધા ક્ષેત્રનું વર્ણન કરે છે તેમાં શરીરની બનાવટનું વર્ણન છે, અંદરના અવયવો માંસપેશીઓ પુઠ્ઠો ધમણિઓ અને નાડિયોના વિવરણ છે હિંદુઓના નિદાનમાં ખનીજ, જાતવ (Organio) અને વનસ્પતિજ ઔષધિઓના વર્ણનો છે તેમના ઔષધિ-નિર્માણ-વિધાનો ઇનાજ સરસ અને ઠેઠ સુધીનો છે જેમા ઔષધિઓના વર્ગીકરણના ઘણા વર્ણનો છે સ્વચ્છતા અને પથ્યાપથ્ય ઉપર પણ તેમાં વિચાર કરવામાં આવ્યો છે પ્રાચીન ભારતીય

---

* હરવિલાસ સારદા, 'હિંદુ સુપીરીયોરીટી' પૃ ૨૧૮

× " " ૨૫૮

\+ હિસ્ટ્રી ઓફ હિંદુ કેમિસ્ટ્રી, ભૂમિકા પૃ ૭૬

૧ રોરે, એન્સ્યન્ટ હિન્દુ મેગેસીન પૃ ૩૮

અગચ્છેદ કરતા હતા રુધિરસ્રાવ રેકી શકતા અને પથરી કાઢી શકતા અન્ત્રવૃદ્ધિ ( hernia ) ભગંદર, નાડીવ્રણ અને અર્શને પણ તેઓ ઠીક કરી શકતા તેઓ મૂત્ર-ગર્ભ અને સ્ત્રીઓના રોગોના સૂક્ષ્મમા સૂક્ષ્મ ઓપરેશન કરી શકતા *" [ સર વીલીયમ હન્ટર ]

' વિદ્યાર્થીઓને શિક્ષા આપવા માટે શવચ્છેદ થતો તથા ગર્ભ વિવેચન તથા મૂઢગર્ભના ઓપરેશન થતા [ ડા૦ મીન ]

' આજ પણ પાશ્ચાત્ય વિદ્વાનો ભારતીય શલ્યચિકિત્સામાથી શીખી શકે છે, જેમકે તેઓ ભપેના નાકને જોડવાની ક્રિયા ભારતીયો પાસેથી શીખ્યા " [ વેબર ]+

---

## કામશાસ્ત્ર

ભારતમા જ્યા ભૌતિક અને દાર્શનિક વિજ્ઞાન આટલુ ઉન્નત હતુ ત્યા કામશાસ્ત્ર પણ વૈજ્ઞાનિક દૃષ્ટિથી પર્યાપ્ત વિકાસ કરી ચૂક્યુ હતુ. ચતુર્વર્ગમા ધર્મ અર્થ કામ અને મોક્ષ મનાયા છે ધર્મના સમ્બન્ધમા લખાઇ ગયુ છે કામશાસ્ત્ર પર ઉપલબ્ધ પુસ્તકોમા સૌથી પ્રાચીન છે **वात्स्यायन** પ્રણીત **'कामसूत्र'** વાત્સ્યાયને આ શાસ્ત્ર અથવા તેના કોઇ અંગના પહેલાના પ્રણેતાના નામો આપ્યા છે જેમાથી કેટલાક આ રહ્યા **औद्दालिक श्वेतकेतु, वाभ्रव्य** ( પાચાલ ) **दत्तक, सुवर्णनाभ, घोटकमुख, गोनर्दीय, कुचुमार** આદિ આ બધાના ગ્રંથોનો સાર લઇને વાત્સ્યાયને આપણા સમયમા પુણ કામશાસ્ત્ર લખ્યુ આમા યોગ્ય—અયોગ્ય સ્ત્રીઓના લક્ષણ નિર્ણય, સ્ત્રી પુરુષોના વિશેષ ભેદ, રતાવસ્થાપન તથા રતિ ઉત્પન્ન કરવાના તથા સ્થિર રાખવાના ઉપાય

---

* ઇંડિયન એન્ટીક્વેરી ૬ ૨૨૦

+ વેબર, ઇન્ડિયન લીટરેચર, પૃ ૨૭૦

બતાવ્યા છે પુરુષસ્વભાવથી અપરિચિત કન્યાઓને મનુષ્ય કયા કયા ઉપચારો અને વ્યવહારથી પોતાને અનુકૂળ બનાવી શકે તેનું વર્ણન છે. પતિ પ્રતિ સ્ત્રીનાં કર્તવ્ય તથા ગૃહસ્થને યોગ્ય બધા કાર્યોના વર્ણન અને તેની રહેણીકરણી તથા વાર્તાલાપ પર પણ પ્રકાશ નાખ્યો છે.

કામસૂત્રમા ‘જ તથા વીર્યનુ વૈજ્ઞાનિક વિવેચન કર્યું છે. સસારની સ્થિતિનો પરિચય કરાવને પારદારિક, વૈશિક તથા ઔપનિષદિક પ્રકરણો લખ્યાં છે આ વર્ણનથી આપણા કામશાસ્ત્રનો વિકાસ, ઉન્નતિ અને વિજ્ઞાન સાથે સબધ કેટલો હતો તે જણાય છે

આ ગ્રથ સિવાય બીજા પુસ્તકો પણ લખાયા. આપણા સમયના પાછલા ભાગમા **कक्काक** (કોકા પડિત) નામના વિદ્વાને **‘रतिरहस्य’** લખ્યુ આજનુ **‘कोकशास्त्र’** તેમના નામથી પ્રસિદ્ધ છે આ સિવાય કર્ણાટકના રાજા નરસિહના સમકાલીન **ज्योतिरीश्वरे ‘पचसायक’** લખ્યુ બૌદ્ધ **पद्मश्रीनु** લખેલુ **‘नागर सर्वस्व’** પણ સારો ગ્રથ છે આપણા સમયના પછી પણ પુસ્તકો લખાયા, જેનો ઉલ્લેખ આપણે નથી કર્યો.

---

## સ ગી ત

### સંગીત સાહિત્ય

પ્રાચીન કાળથી સગીતશાસ્ત્રે ઘણીજ પ્રગતિ કરી સંગીતમાં ગાન, વાદ્ય અને નૃત્યનો સમાવેશ થતો. સામવેદનો એક ભાગ ગાન છે, જે સામગાનના નામથી પ્રસિદ્ધ છે. વૈદિક યજ્ઞોમા ઘણીવાર સામગાન થતુ આપણા નિર્દિષ્ટ સમયના પૂર્વેના ઘણા સગીતના વિદ્વાનોના નામો— **સદાશિવ, શિવ, બ્રહ્મા, ભરત, કશ્યપ, મતંગ, યાષ્ટિક, દુર્ગા, શક્તિ, નારદ, તુંબરુ, વિશાખિલ, રંભા, રાવણ, ક્ષેત્રરાજ**

આદિ—'સંગીત-રત્નાકર' માં શાર્ઙ્ગદેવે આપ્યાં છે. તેઓ સંગીતના પુરાતન આચાર્ય મનાયા છે. આથી જણાશે કે આપણા સમયની પૂર્વે સંગીતનો ઘણો વિકાસ થઈ ચૂક્યો હતો.

આપણા સમયમાં પણ સંગીત વિશે ઘણા ગ્રંથો લખાયા, જે આજે મળતા નથી, પણ જેનો પત્તો ઉપર્યુક્ત પુસ્તકમાં મળે છે. ઉપર જણાવેલાં નામો સિવાય આપણા કાળમાં રુદ્રટ (૯૫૦ ઇ. સ), નાન્યદેવ (૧૦૯૬), રાજા ભોજ (૧૧ મી સદી), પરમર્દી (૧૧૬૭ ઇ૦) સોમેશ (૧૧૭૦ ઇ૦), જગદેકમલ્લ (૧૧૩૮ ઇ૦) લોલ્લ, ઉદ્ભટ (૮૪૦ ઇ૦), શંકુક, અભિનવગુપ્ત (૯૯૩ ઇ૦), અને કીર્તિધર તથા બીજા ઘણા. સંગીત રત્નાકર દેવગિરિના યાદવ રાજા સિંઘણ—જેનો રાજ્યાભિષેક ઇ૦સ૦ ૧૨૦૭ માં થયો—ના દરબારના ગાયનાચાર્ય શાર્ઙ્ગદેવે લખ્યો, માટેજ તે આપણા કાળની સંગીતની સ્થિતિ બતાવે છે. તેમાં શુદ્ધ સાત, વિકૃત બાર સ્વર, વાદ્યાદિના ચાર ભેદ, સ્વરોની શ્રુતિ અને જાતિ, ગ્રામ, મૂર્છના, પ્રસ્તાર રાગ ગાયન, ગીતના ગુણદોષ તાલ, નર્તન અને તે સમયનાં પ્રચલિત વાદ્યોના નામ જેવી સંગીત સંબંધી અનેક જ્ઞાતવ્ય અને ઉપયોગી વાતોના વર્ણન છે, જેથી આપણા સમયની ઉન્નતિની અવસ્થાનો ખ્યાલ આવે છે.

નૃત્ય

સંગીતના ત્રીજા અંગ નૃત્યનો પણ વૈજ્ઞાનિક પદ્ધતિસર વિકાસ થયો હતો. અષ્ટાધ્યાયીકાર પાણિનિ (૬૦૦ ઈ. સ. પૂર્વે)ના સમયમાં પણ શિલાલી અને કૃશાશ્વનાં નટ સૂત્રો હતા. ભરતનું નાટ્યશાસ્ત્ર પ્રસિદ્ધ છે. તે સિવાય દંતિલ, કોહલ આદિના નાટ્યનિયમોના ગ્રંથો મળે છે. નાટ્યશાસ્ત્રના આધાર પર ભાસ, કાલિદાસ ભવભૂતિનાં નાટકો રચાયાં. શિવજીનું ઉદ્ધત નૃત્ય 'તાંડવ' કહેવાયું અને પાર્વતિનું સુકુમાર 'લાસ્ય'.

## રાજનીતિ

રાજનીતિશાસ્ત્રપર પણ ઘણા પ્રાચીન ગ્રંથો મળે છે. આને નીતિશાસ્ત્ર અથવા દંડનીતિ પણ કહે છે. અર્થશાસ્ત્ર પણ પહેલા નીતિશાસ્ત્રને માટે પ્રયુક્ત થતું. આપણે ત્યાં અર્થશાસ્ત્રનો પણ વિકાસ થઇ ચુકયો હતો. મહાભારતનું શાન્તિપર્વ રાજનીતિનો એક ઉત્કૃષ્ટ ગ્રંથ કહેવાય. આ વિષય પર સહુથી જૂનો અને મહત્વપૂર્ણ ગ્રંથ, જેને પ્રકાશિત થવાને હજુ ૧૫ વર્ષ થયા છે, તે **कौटिल्यનું 'अर्थशास्त्र'**. આ પ્રકાશિત થવાની સાથે જ ભારતીય ઇતિહાસમા ઘણું પરિવર્તન થઈ ગયુ. આપણા સમયથી ઘણો જુનો હોવાથી તેનાપર વધારે નહિ કહીયે. આપણા સમયની આસપાસ **कामंदके 'नीतिसार'** નામનો ગ્રંથ લખ્યો. કામંદકે કૌટિલ્યને ગુરુ માન્યા છે. દશમી સદીમા **सोमदेवसूरी**એ **'नीतिवाक्यामृत'** નામનો ગ્રંથ લખ્યો. **हेमचंद्रे 'लघु अर्हन्नीतिशास्त्र'** રાજનીતિ પર નાનો ગ્રંથ લખ્યો. નીતિવિષયક આ ગ્રંથોમા રાષ્ટ્ર, રાષ્ટ્રની ઉત્પત્તિના માત્સ્યન્યાય જેવા સિદ્ધાન્તો, રાજ્યના સાત અંગ-સ્વામી, અમાત્ય, જનપદ, દુર્ગ, કોષ, દંડ અને મિત્ર– તથા રાજાના કર્તવ્ય અને અધિકાર સંધિ અને યુદ્ધ જેવા અનેક જ્ઞાતવ્ય અને ઉપયોગી પ્રશ્નો પર વિચાર થયો.

આ ગ્રંથો સિવાયના બીજા ગ્રંથોમાં રાજનીતિના ઉત્તમ સિદ્ધાંતો આપ્યા છે, જેમાં **'दशकुमारचरित'**, **'किरातार्जुनीय'**, **'मुद्राराक्षस'** વગેરે મુખ્ય છે.

---

## કાનૂની સાહિત્ય

કાવ્ય, દર્શન કલા કૌશલ સબંધી સાહિત્યવિકાસ સિવાય રાજનીતિ અને નિયમ ( કાનૂન, ધર્મ ) વિષેનુ સાહિત્ય પણ ઉન્નત થયું. રાજનૈતિક

દૃષ્ટિથી ભારતને પૂરો ઉન્નત દેખવાથી કાનૂની સાહિત્યનો વિકાસ સ્વાભાવિક લાગે છે. ભાગની રાજનૈતિક ઉન્નતિ વિષે આગળ વિચારીશુ

ધર્મ શબ્દ ઘણો વ્યાપક છે અંગ્રેજીના 'રિલિજન' અને 'લૉ' બન્ને આમા આવી જાય છે. ધર્મશાસ્ત્રોમા કેવળ ધાર્મિક નહિ, પણ રાજનૈતિક અને સામાજિક નિયમો પણ વિસ્તારપૂર્વક લખવામા આવ્યા છે. આપણા સમયની પૂર્વે **બોધાયન** અને **આપસ્તમ્બે** સૂત્રો લખેલા. તેજ પ્રમાણે **વસિષ્ઠ** અને **ગૌતમનાં** સૂત્રો રચાયલા. પ્રાચીન ગ્રંથોમાથી **મનુસ્મૃતિના** જેવુ કોઇ ગ્રંથનુ સન્માન ન થયુ તેના પર ઘણી ટીકાઓ લખાઇ આપણા સમયની ટીકાઓમા **मेधातिथि** (નવમી સદી) અને **गोविंदराज** (૧૧ મી સદી)ની ટીકાઓ જાણીતી છે. આ સ્મૃતિનો પ્રચાર કેવળ ભારતમા નહિ પણ બર્મા, જાવા અને બાલિ દ્વીપમા પણ થયો. આપણા સમયની આસપાસ **याज्ञवल्क्यस्मृति** બની તેમા મનુની અપેક્ષાએ વધારે ઉન્નત પદ્ધતિ મળે છે તેમા ત્રણ ભાગ—આચારાધ્યાય, વ્યવહારાધ્યાય, અને પ્રાયશ્ચિત્તાધ્યાય—છે આચારાધ્યાયમા વર્ણાશ્રમધર્મ, ભક્ષ્યાભક્ષ્ય વિચાર, દાન, શુદ્ધિ ગ્રહશાંતિ, રાજધર્મ, જેવી વાતો પર વિચાર કર્યા છે. વ્યવહારાધ્યાયમા કાનૂન સબધી ઘણી વાતોનુ વિસ્તૃત વિવેચન છે. તેમા ન્યાયાલય અને તેના નિયમો, અભિયોગ, ગવાહી, સફાઇ, ઋણનુ લેણુ-દેણુ, વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ, દિવ્યસાક્ષી, ઉત્તરાધિકાર સબધી પ્રશ્નો, સ્ત્રીના સંપત્તિ સબધી અધિકાર, સીમાવિવાદ સબધી નિર્ણય, સ્વામી સેવકો તથા જમીનદારો અને મજુરના પરસ્પર વિવાદ, વતન, દ્યુત, કઠોર વચન કહેવા, કઠોર દંડ દેવો, ચોરી વ્યભિચાર તથા બીજા અપરાધો કરવાથી દંડ અને સહકારી સઘોના નિયમો તથા કરનો નિર્ણય એવા અનેક પ્રશ્નો ચર્ચ્યા છે. પ્રાયશ્ચિત્તાધ્યાયમા સામાજિક નિયમો પર વિચાર થયો છે. આ ઉત્તમ ગ્રથ પર **विज्ञानेश्वरे** (૧૧ મી સદીમા) **'मिताक्षरा'** ટીકા લખી. **'मिताक्षरा'**ને તેના ટીકા

કહેવા કરતાં, તેના આધારપર લખાયેલો સ્વતંત્ર ગ્રંથ કહેવો ઉચિત છે. વિજ્ઞાનેશ્વરે દરેક વાત પર ઘણો વિચાર કર્યો છે. સ્થળ સ્થળ પર તેમણે હારિત, શંખ, દેવલ વિષ્ણુ, વસિષ્ઠ, યમ, વ્યાસ, બૃહસ્પતિ, પરાશર સ્મૃતિઓનાં પ્રમાણ ઉદ્ધૃત કર્યા છે. આમાથી કેટલીક સ્મૃતિઓ આપણા સમયમાં બની. लक्ष्मीधरे ૧૨ મી સદીમાં 'स्मृतिकल्पतरु' નામનો ગ્રંથ લખ્યો આ સ્મૃતિઓ ધર્મસ્મૃતિઓનુ કામ પણ આપતી. આની પાછળની સ્મૃતિઓમા છૂતછાતને પ્રાધાન્ય આપવામાં આવ્યું.

## અર્થશાસ્ત્ર

વાર્તા—(Economics) જેને આજકાલ અર્થશાસ્ત્ર કહેવામાં આવે છે—ની ઉન્નતિ પણ ઓછી થઇ ન હતી કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં આને માટે વાર્તા નામ મળે છે. યૂરોપના હાલના અર્થશાસ્ત્રમાં ઉત્પત્તિ (Production), વિનિમય (Exchange), વિતરણ (Disrtibution), અને વ્યય (Consumption) મુખ્ય વિષયો છે. પણ પહેલા ફક્ત ઉત્પત્તિજ મુખ્ય કરીને અર્થશાસ્ત્ર સમજાતુ. વાર્તામા પણ ઉત્પત્તિને પ્રાધાન્ય અપાય છે કૃષિ, શિલ્પ, વ્યવસાય, અને પશુપાલન પ્રાચીન વાર્તાનાં મુખ્ય અંગ છે. વ્યાપાર અને ધીરધાર (Money lending)ની ઉપેક્ષા પણ કરવામાં આવતી ન હતી. વાર્તાશાસ્ત્રના નામથી એક પણ ગ્રંથ નથી મળતો, એથી એમ ન કહેવાય કે તે વિષયના ગ્રંથો હતાજ નહિ આન્વીક્ષિકી, ત્રયી અને દંડનીતિ નામથી પણ કોઈ ગ્રંથ નથી મળતો, પણ તેના વિષય ઉપર ઘણા ગ્રંથો મળે છે. એજ પ્રમાણે આ વિષયની અનેક શાખાઓના ગ્રંથો મળે છે. કૃષિના સંબંધમાં 'पादपविवक्षा', 'वृक्षदोहद', 'वृक्षायुर्वेद', 'शस्यानंद', 'कृषिपद्धति' અને कृषिसंग्रह' ગ્રંથો મળે છે. ભવનનિર્માણ તથા શિલ્પ પર 'वास्तुसौख्य', અપરાજીતકૃત 'वास्तुशास्त्र' 'प्रासादानुकीर्तन', 'चक्रशास्त्र'. 'चित्रपट', 'अलार्णव', 'पक्षिलप-

नुष्यालयलक्षण', 'रथलक्षण', 'विमानविद्या', 'विमानलक्षण', [ આ બન્ને જોવા જેવાં છે] 'विश्वकर्मीय', 'कौतुकलक्षण', 'मूर्तिलक्षण' 'प्रमिनाद्रव्यादिचयन', 'सकलाधिकार', સારસ્વતીય ' शिल्पशास्त्री ', ' विश्वविद्याभरण ' 'विश्वकर्मप्रकाश', અને ' समरांगणसूत्रधार ' સિવાય 'मयशिल्प અને विश्वकर्मीयशिल्प' મળે છે 'મયશિલ્પ'મા શિલ્પનાં લક્ષણ, ભુમિપરીક્ષા ભૂમિમાપન, દિશાનિર્ણય, ગ્રામ અને નગરનો વિસ્તાર, ભવનોનાં અંગ, બે મજલા ત્રણ મજલાનાં મકાનો, દ્વાર, અને ' વિશ્વકર્મીય શિલ્પ 'માં મંદિરો ભિન્નભિન્ન મૂર્તિઓ તથા તેનાં આભૂષણો પર વિચાર કર્યો છે આ ગ્રંથોમાથી ઘણાનો સમય અજ્ઞાત અથવા અનિશ્ચિત છે, પણ સંભવતઃ ઘણા આપણા સમયમાં બન્યા હશે.

રત્નપરીક્ષા પર પણ ગ્રંથો મળે છે, જેમાં ' रत्नादिपरीक्षा ' 'रत्नपरीक्षा', 'मणि-परीक्षा', 'ज्ञान-रत्नकोष', 'रत्नदीपिका અને ' रत्नमाला ' નામના ગ્રંથો છે. ધાતુવિજ્ઞાન (Metallurgy) પણ ઓછું ઉન્નત ન હતું. આ વિષય ઉપર પણ કેટલાક ગ્રંથો મળે છે, જેમાંથી કેટલાક 'लोहरत्नाकर', 'लोहार्णव' અને 'लोहशास्त्र' છે. ભૂમિમાપન (Survey) સંબંધી પણ એક ગ્રંથ 'क्षेत्रगणितशास्त्र' મળે છે. નૌનિર્માણ (Ship-Building) પર પણ 'नौशास्त्र' જેવા ગ્રંથો મળે છે. વ્યાપાર સંબંધી દ્રવિડ ભાષામાં ' वैश्यारपेरुमइ ' નામનો ગ્રંથ મળે છે, જેમા તે વિષયનાં વિવેચન કર્યાં છે.

---

# પ્રાકૃત

પહેલા કહેવામાં આવ્યું છે - આપણા સમયમાં સંસ્કૃત ઉપરાંત પ્રાકૃત ભાષાનો પણ ઘણો પ્રચાર હતો આના વિદ્વાનોને પણ રાજ દરબારમાં સમ્માન મળતું

## પ્રાકૃત સાહિત્યનો વિકાસ

પ્રાકૃત ભાષાનું સાહિત્ય આપણા સમયની પૂર્વે પણ ઘણુંજ ઉન્નત થઇ ચૂક્યુ હતુ પ્રાકૃત ભાષા ઘણી શાખાઓમાં વિભક્ત છે આ વિભાગ ત્યાર દેશ ભેદ અથવા કાળભેદથી થયા છે મહાત્મા બુધ્ધે પોતાનો ઉપદેશ તે વખતની લૌકિક ભાષામાં દીધો, જેને પુરાણી પ્રાકૃત કહેવી જોઇએ આ ભાષા મોટે ભાગે સંસ્કૃતનું એક બગડેલું રૂપજ હતી, જેને સંસ્કૃત ન જાણનારા કેટલાક વિદ્વાનો એને પાલી ભાષા કહે છે અને લંકા બર્મા અને સીઆમ આદિ દેશોના દીનયાન બૌદ્ધોના ધર્મગ્રંથો આ ભાષામાં લખાયા આનું પ્રાચીનતમ વ્યાકરણ કચ્ચાયન (कात्यायन) નામના વિદ્વાને બનાવ્યું અશોકની ધર્માજ્ઞાઓ પણ તે સમયની પ્રચલિત પ્રાકૃતમાં લખાઈ હતી સંભવ છે તેમની મૂળ પ્રતિઓ તે સમયની રાજકીય ભાષામાં લખાઈ હોય પણ તેમના રાજ્યના ભિન્નભિન્ન વિભાગોમાં મોકલાયા પછી ત્યાંના અધિકારીઓએ પોતાના પ્રદેશના લોકોને સમજાય તે પ્રમાણે શબ્દોમાં કાંઇ કાંઇ ટેકણે ફેરફાર કરીને જૂદા જૂદા સ્થાનોમાં-કાળનાર પર્વતોમાં-સ્તંભો પર આ આજ્ઞાઓ લખવરાવી અશોકના સમયમાં પ્રાકૃત ભાષનો સંસ્કૃત સાથે નિકટ સંબંધ હતો પાછળથી આ ભાષાઓના વિકાસની સાથે તેમાં પરસ્પર અંતર વધતું ગયું જેથી દેશભેદના પ્રમાણે તેના નામો પડ્યા— **માગધી, શૌરસેની, મહારાષ્ટ્રી, પૈશાચી, આવંતિક, અને અપભ્રંશ.**

## માગધી

માગધી મગધ અને તેની આસપાસના પ્રદેશોની જનતાની ભાષા હતી. પ્રાચીન માગધી અશોકના લેખોમાં મળે છે. તેના પછીની માગધીનો ગ્રંથ હજુ સુધી મળ્યો નથી. સાધારણ રીતે સંસ્કૃત નાટકોમાં નાના દરજ્જાના સેવક, ધીવર, સિપાઈ, વિદેશી, જૈનસાધુ અને બાળકો દ્વારા આ ભાષા બોલાય છે, 'अभिज्ञानशाकुंतल', 'प्रबोधचंद्रोदय', 'वेणीसंहार' અને 'ललितविग्रहराज'માં પ્રસંગ-વશાત્ આ ભાષા મળે છે. આ ભાષામાં પણ પાછળથી ભેદ થઈ ગયા, જેમાં મુખ્ય **અર્ધમાગધી,** જે માગધી અને શૌરસેનીના મિશ્રણથી કહેવાઈ. જૈનોના આગમ નામના ધર્મગ્રંથો આ ભાષામાં મળે છે. **'પઉમચરીય'** નામનું પુરાણું જૈનકાવ્ય આ ભાષામાં લખાયું છે. રાજા **ઉદયનની** કથા પણ આ ભાષામાં છે

## શૌરસેની

આ ભાષા શૂરસેન અથવા મથુરા પ્રદેશની આસપાસની ભાષા હતી. સંસ્કૃત નાટકોમાં સ્ત્રીઓ અને વિદૂષકોના સંભાષણોમાં (ગદ્ય) 'रत्नावली', अभिज्ञानशाकुंतल' અને मृच्छकटिक'માં તેમનો પ્રયોગ મળે છે. આ ભાષાનું સ્વતંત્ર નાટક નથી મળતું. દિગંબરી ભાષાનું ઘણું સાહિત્ય આ ભાષામાં મળે છે. જેમાં મુખ્ય ગ્રંથ **'પવયન-સાર'** અને **'કત્તિકેયાનુપેક્ખા'** આદિ છે.

## મહારાષ્ટ્રી

આનું નામ મહારાષ્ટ્ર દેશના નામથી પડ્યું. આ ભાષાનો ઉપયોગ ખાસ કરીને પ્રાકૃત કાવ્યોને માટે થતો. હાલની 'સતસઈ' પ્રવરસેનકૃત 'રાવણવહો', વાક્પતિરાજનું 'ગાઉડવહો' તથા હેમચંદ્રનું 'પ્રાકૃત દ્વાશ્રય' કાવ્યો તથા 'વજ્જાલગ્ગ' નામનો આ ભાષાનો સુભાષિત

ગ્રંથ પણ લખાયો છે ગજશેખરની 'કર્પૂરમંજરી'મા (જે વિશુદ્ધ પ્રાકૃતનુ સટ્ટક છે) હરિઉદ્ધ (હરિવૃદ્ધ), અને નદિઉદ્ધ (નદિવૃધ્ધ), પોતિલ આદિ પ્રાકૃત લેખકોના નામ મળે છે, પણ તેમના ગ્રંથોનો પત્તો નથી મહારાજ ભોજરચિત 'કૂર્મશતક', તથા બીજુ 'કૂર્મશતક' (જેના કર્તાનુ નામ ખબર નથી અને જે બન્ને શિલાઓ પર ખોદેલા ધારમા ભોજે બનાવેલી 'સરસ્વતી કંઠાભરણ' નામની પાઠશાળામાથી મળ્યુ છે) મહારાષ્ટ્રીમા છે મહારાષ્ટ્રીનો એક ભેદ જૈન મહારાષ્ટ્રી છે, જેમા શ્વેતામ્બરોની કથા જીવનચરિત આદિ બબધમા ગ્રંથો મળે છે જોધપુર રાજ્યના ઘટિયાના ગામમા મળેના મડોરના પ્રતિહાર રાજા કક્કુકના ઇ સ ૮૬૧ ના શિલાલેખમા પણ આ ભાષા છે

## પૈશાચી

આ ભાષા કાશ્મીર તથા ભારતના પશ્ચિમોત્તર વિભાગની લૌકિક ભાષા હતી આનો પ્રસિધ્ધ ગ્રથ गुणाढ्यની 'बृहत्कथा' છે, જે હજુ સુધી મળ્યો નથી સસ્કૃતમા આના કવિતાબધ્ધ બે સક્ષિપ્ત અનુવાદ કાશ્મીરમા થયા જે સોમદેવ અને ક્ષેમેન્દ્ર દ્વારા કરાયા હતા

## આવતિક

આ ભાષા માગધીની છે આને ચૂલિકાપૈશાચી અથવા ભૂતભાષા કહેતા આનો પ્રયોગ 'મૃચ્છકટિક'મા મળે છે રાજશેખર એક પ્રાચીન શ્લોક ઉદ્ધૃત કરે છે, જેમા ભૂતભાષાનો અવતિ [ઉજ્જૈન], પારિયાત્ર [બેતવા અને ચબલનો નિકાસ] અને દશપુર [મદસોર]મા પ્રચાર થવાનો ઉલ્લેખ છે * ઇ સ પૂર્વેની બીજી શતાબ્દીમા પજાબમા રહેનારી માલવ નામની જાતિએ રાજપૂતાનામા થઇને અવતિમા પોતનુ રાજ્ય જમાવ્યુ જેથી તે દેશનુ નામ માલવ પડયુ સભવ છે કે પૈશાચી ભાષા બોલનારા માલવ લોકોની ભાષાનો પ્રવેશ તે દેશમા થયો

* નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૨, પૃ ૧૦

હોય અને સમયની સાથે પરિવર્તન થવાથી તેનું નામ ચૂલિકાપૈશાચી રાખવામા આવ્યું હોય. આને પૈશાચીના ભેદમા ગણવી જોઇએ.

**અપભ્રંશ**

આનો પ્રચાર હતો લાટ (ગુજરાત) સુરાષ્ટ્ર, ત્રવણ (મારવાડ), દક્ષિણી પંજાબ રાજપૂતાના અવંતી, મંદસોર આદિમાં વસ્તુત. અપભ્રંશ કોઇ એક દેશની ભાષા નથી, પણ ઉપર લખેલી માગધી આદિ ભિન્ન-ભિન્ન પ્રાકૃત ભાષાઓના અપભ્રંશ અથવા બગડેલા રુપવાળી મિશ્રિત ભાષાનુ નામ છે આનો પ્રયોગ ભારતના દૂર દૂરના વિદ્વાનો કરતા રાજપૂતાના, માલવા, કાઠિયાવાડ અને કચ્છના ચારણો અને ભાટોની ડિંગલ ભાષના ગીત આ જ ભાષાના વિકૃત રુપ છે પુરાણી હિંદી પણ અધિકાશ આમાથી જ નીકળી ગ્રે આ ભાષાનુ માહિત્ય ઘણુ વિસ્તૃત છે, જે મોટે ભાગે કવિતાબધ્ધ છે આમા દોહા છંદ પ્રધાન છે આ ભાષાનો બૃહત અને પ્રસિધ્ધ ગ્રથ **'भविसयत्तकहा'** છે, જે **धनपाले** દશમી સદીમા લખ્યો **महेश्वरसूरी**કૃત **'संजममंजरी'**, **पुप्पदंत** વિરચિત **'तिसट्ठिमहापुरिसगुणालंकार'**, **नयनंदी** નિર્મિત **'आराधना'** **योगींद्रदेव** વિરચિત **परमात्मप्रकाश'** **हरिभद्र**નો **'नेमिनाह चरिउ'**, **'वरदत्त**રચિત **'वैरसामिचरिउ'**, **'अंतरंग संधि'**, **'सुलसाखायन'**, **'भवियकुडुंबचरित्र'**, તથા **'संदेश-शतक'** અને **'भावनासंधि'** આદિ પણ આ ભાષાના ગ્રંથો છે * આ ઉપરાત ઘણા ગ્રંથો—**सोमप्रभ**નો **'कुमारपालप्रबोध'**, **रत्नमंदिर-मणि**ની **'उपदेशतरंगिणी'**, **लक्ष्मणगणी**કૃત **'सुपासनाहचरियम्'**, **'दोहाकोष'** **कालिदास**નુ **'विक्रमोर्वशीय'** (ચોથો અંક) **हेमचंद्र**

---

* भविसयत्तकहा, ભૂમિકા, પૃ. ૩૬—૪૬ (ગા. ઓ. સી)

લિખિત 'कुमारपालचरित', 'कालकाचार्यकहा' અને 'प्रबोधचिंतामणि' આદિ—માં કોઈ કોઈ ઠેકાણે અપભ્રંશનો પ્રયોગ કરવામાં આવ્યો છે. હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં અપભ્રંશનાં જે ૧૭૫ ઉદાહરણો આપ્યાં છે, તે અપભ્રંશ સાહિત્યના ઉત્કૃષ્ટ નમુના છે. આથી જણાય છે કે તે સાહિત્ય વિપુલ અને ઉન્નત હતું. આ ઉદાહરણોમાં શૃંગાર, વીરતા, ગભાયમૃ અને મહાભારતના અંશો, હિંદુ અને જૈન ધર્મ તથા હાસ્યના નમુના મળે છે. આ ભાષાના સાહિત્યમાં પ્રાય જૈનોએ વધારે પરિશ્રમ કર્યો.

### પ્રાકૃત વ્યાકરણ

પ્રાકૃત ભાષાની ઉન્નતિની સાથે તેનું વ્યાકરણ ઉન્નત થયું. આપણા સમયની નજદીક પહેલા वररुचिએ 'प्राकृतप्रकाश' નામનું વ્યાકરણ લખ્યું તેમાં લેખકે મહારાષ્ટ્રી, પૈશાચી, માગધી અને શૌરસેનીના નિયમોમાં વર્ણન કર્યાં છે લંકેશ્વરકૃત 'प्राकृतकामधेनु', मार्कंडेयकृत 'प्राकृतसर्वस्व' અને ચંડકૃત 'प्राकृतलक्षण', પણ ઉત્તમ ગ્રંથો છે પ્રસિદ્ધ વિદ્વાન हेमचंद्रे સંસ્કૃત વ્યાકરણ 'सिद्ध-हेमचंद्रानुशासन'ના અંતમાં પ્રાકૃત વ્યાકરણ લખ્યું આમાં 'सिद्धांत कौमुदी'ની માફક વિષય વિભાગમાં સૂત્રોનો ક્રમ છે હેમચંદ્રે પહેલા મહારાષ્ટ્રીના નિયમો લખ્યા, આગળ શૌરસેનીના વિશેષ નિયમો લખીને લખ્યું કે 'शेषं प्राकृतवत्', પછી માગધીના નિયમો લખીને લખ્યું કે 'शेषं शौरसेनीवत्'. આજ પ્રમાણે પૈશાચી, ચૂલિકા-પૈશાચી અને અપભ્રંશના વિશેષ નિયમો લખ્યા અને અંતમાં બધી પ્રાકૃતોને લખીને લખ્યું 'शेषं संस्कृतवत्सिद्धम्' સંસ્કૃત અથવા બીજી પ્રાકૃતોના વ્યાકરણમાં તેમણે પોતાની વૃત્તિમાં ઉદાહરણોની માફક વાક્ય અથવા પદ આપ્યા છે, પણ અપભ્રંશના અંશમાં પૂરી ગાથાઓ, પૂરા છંદ અને અવતરણો દીધાં છે.

### પ્રાકૃત કોષ

પ્રાકૃત ભાષાના કોષ પણ લખાયા. **धनपाले** ઇ. સ. ૯૭૨ માં '**पाइयलच्छीनाममाला**' લખી અવન્તિસુંદરીએ પ્રાકૃત કવિતામાં આવનારા દેશી શબ્દોનો કોષ બનાવ્યો અને તેના પ્રત્યેક શબ્દના પ્રયોગનાં સ્વરચિત ઉદાહરણ આપ્યાં. આ કોષ હવે મળતો નથી. હેમચંદ્રે પોતાના કોષમાં તેમનો મત આપ્યો છે હેમચંદ્રે પણ પ્રાંતીય ભાષાઓના સંગ્રહનો '**देशीनाममाला**' ગ્રંથ લખ્યો. કવિતાબદ્ધ હોવા ઉપરાંત તેના શબ્દ અકારાદિ ક્રમમા રાખ્યા છે. દેશી ભાષાના અધ્યયન માટે આ ઉપયોગી કોષ છે. પાલીનો કોષ પણ **मौग्गलायने 'अभिधानप्पदीपिका'** નામે ઇ. સ. ૧૨૦૦ માં લગભગ લખ્યો. આમાં અમરકોષની શૈલીનુ અનુકરણ કર્યું છે

---

## દક્ષિણ ભારતની ભાષાઓ

ઉત્તર ભારતના સાહિત્યવિવેચન પછી દક્ષિણ ભારતની દ્રવિડ ભાષાઓનું વર્ણન આવશ્યક છે. દ્રવિડ ભાષાઓના સાહિત્યમા આપણને ઘણી સામગ્રી નથી મળતી, માટે ઘણા સંક્ષેપમાં વિચારીશું.

### તામિલ

દ્રવિડ ભાષાઓમા મુખ્ય તામિલ છે આ તામિલ પ્રદેશમાં બોલાય છે. આની પ્રાચીનતા સંબંધી નિશ્ચિત રુપમાં કાંઈ નથી કહેવાતુ આનું પ્રાચીન વ્યાકરણ '**તોલકાપ્પિયમ**' છે, જેનો કર્તા પ્રચલિત દંતકથાઓના આધાર પર ઋષિ અગસ્ત્યનો શિષ્ય મનાય છે. આને ભણવાથી જણાય છે કે તામિલ સાહિત્યનુ પણ વિસ્તૃત સાહિત્ય હતું. આ ભાષાનો પ્રાચીન ગ્રંથ '**નાલદિયાર**' છે. આ ગ્રંથ પહેલા મોટા

હતો, હવે તેના અંશો જ મળે છે. બીજો ગ્રંથ ઋષિ તિરુવલ્લુવરનો 'કુરલ' છે, જે વેદની માફક પવિત્ર મનાય છે. એમાં ધર્મ, અર્થ અને કામના સંબંધમાં ઘણો ઉપયોગી ઉપદેશ છે. આ તામિલ સાહિત્યનો ઉત્કૃષ્ટ ગ્રંથ છે. તેનો કર્તા જાતિએ અસંજ અને કદાચ જૈન હતો કોઈ અજ્ઞાન કવિકૃત 'ચિંતામણિ', કંબનકૃત 'રામાયણમ્', 'દિવાકરમ્', 'તામિલ વ્યાકરણ' જેવા આ ભાષાના ગ્રંથો આપણા સમયના છે. આમાં ઘણાં ઐતિહાસિક કાવ્યો પણ લખાયા, જેમાંથી કેટલાંક—પોઇકયાર કૃત 'કળવળિનાડપટ્ટુ' (૭મી સદીની આસપાસ), જયકૌંડાન લિખિત 'કુલિંગત્તુપરણી' (૧૧મી શતાબ્દી), 'વિક્રમ શોલનુલા' (૧૨મી સદી). અને 'રાજરાજનુલા' (૧૨મી સદી)* છે. આ સાહિત્યને પ્રાયઃ જૈનોએ વધાર્યું અને પછી ત્યાં શૈવધર્મનો પ્રચાર થયો.

તામિલ લિપિ અત્યંત અપૂર્ણ હોવાથી તેમાં સંસ્કૃત ભાષા ન લખી શકાતી માટે 'ગ્રંથલિપિ' બનાવવામાં આવી, જેમાં સંસ્કૃતનાં પુસ્તકો પણ લખી શકાય.

મલયાલમ્ સાહિત્યે પણ તામિલનું અનુકરણ કર્યું, પણ તેમાં જલદીથી સંસ્કૃત શબ્દો વધી ગયા. આમાં આપણા સમયમાં ઉલ્લેખ્ય ગ્રંથ નથી.

## કાનડી

તામિલની માફક આ ભાષાની ઉન્નતિ પણ જૈનોએ કરી. આના સાહિત્યમાં કાવ્ય, અલંકાર તથા વ્યાકરણના ગ્રંથો મળે છે. દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષે (પ્રથમ) નવમી શતાબ્દીમાં અલંકાર પર 'કવિરાજમાર્ગ' લખ્યું. સાહિત્યિક ગ્રંથો ઉપરાંત જૈન, લિંગાયત,

* મારી 'ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસની સામગ્રી'; પૃ. ૨૯-૩૦

શૈવ અને વૈષ્ણવોના સાપ્રદાયિક ગ્રથો પણ મળે છે આમા મુખ્ય ગ્રથ લિંગાયત સપ્રદાયના પ્રથમ આચાર્ય બસવે લખેલુ **'બસવપુરાણ'** છે **સોમેશ્વરનો 'શતક'** પણ સરસ ગ્રથ છે કવિ **પંપનો 'પંપભારત'** અથવા **'વિક્રમાર્જુનવિજય'** પણ આપણા સમયના કાવ્ય છે, અને **દુર્ગસિંહ** કૃત **'પંચતંત્ર'**નો અનુવાદ પણ આપણા સમયનો છે આ ભાષા પર સસ્કૃતનો પ્રભાવ ઘણો પડયો, તેથી ઘણા સસ્કૃત ગ્રથોના અનુવાદો થયા ×

### તેલુગુ

આ ભાષા આંધ્રમા બોલાય છે આના પર પણ સસ્કૃતની અસર પડી આનુ પ્રાચીન સાહિત્ય વધારે નથી મળતુ પૂર્વી સોલકી રાજા રાજરાજે ૧૧મી સદીમા બીજા વિદ્વાનોની સહાયતાથી **નનિયભટ્ટ** (નન્નપ્પ) દ્વારા **મહાભારત** નો અનુવાદ આ ભાષામા કરાવાયો +

---

## શિક્ષા

સાહિત્યના વર્ણન બાદ તત્કાલીન શિક્ષાપદ્ધતિ અને શિક્ષણાલયોનુ કેટલુક વિવેચન કરીશુ

આપણા સમયની શરૂઆતમા શિક્ષાનો પ્રચાર સાધારણ જનતામા હતો ગુપ્ત રાજાઓએ શિક્ષા પ્રચારવા ઘણો પ્રયત્ન કર્યો તે વખતે ભારતવર્ષ સસારના બધા દેશોથી વધારે શિક્ષિત હતો ચીન જાપાન અને દૂરના પૂર્વીય દેશોથી ભણવા માટે વિદ્યાર્થી ભારતમા આવ્યા કરતા બૌદ્ધ આચાર્ય તથા હિંદુ તપસ્વી અને સન્યાસી શિક્ષા આપવામા વિશેષ ભાગ લેતા તેમનો દરેક મઠ એક એક શિક્ષણાલય

---

× ઈમ્પીરીયલ ગેઝેટર ભાગ ૨ પૃ ૪૩૪-૩૭

+ એપિગ્રાફિઆ ઈંડિકા ભાગ ૫ ,, ૩૨

જેવો હતો પ્રત્યેક મોટા શહેરમાં કેટલાક મઠો રહેતા હુએન્ત્સંગ લખે છે કે કનોજમાં જ કેટલાક હજાર વિદ્યાર્થીઓ મઠમાં ભણતા. મથુરામાં ૨૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા

ચીની યાત્રિઓના વર્ણન પ્રમાણે ભારતમાં ૫૦૦૦ મઠ અથવા વિદ્યાલયો હતો, જેમાં ૨૧૨૧૩૦ વિદ્યાર્થીઓ ભણતા હુએન્ત્સંગે ભિન્ન ભિન્ન બૌદ્ધ સંપ્રદાયોના મઠોમાં ભણનારા વિદ્યાર્થીઓની સંખ્યા પણ આપી છે× વિદ્વાન બ્રાહ્મણોના ઘર અને જૈન યતિઓના ઉપાશ્રયો પણ નાની નાની પાઠશાળાઓના કામ સારતા રાજાઓ તરફથી પણ વિદ્યાલય સ્થાપિત હતા આ પ્રમાણે પ્રાય દરેક જગાએ ભારતમાં નાના મોટા શિક્ષણાલયો હતા, આથી શિક્ષાનો પ્રચાર સારો હતો

## નાલંદ વિશ્વવિદ્યાલય

ફક્ત નાના નાના શિક્ષણાલયો ઉપરાંત આજકાલના મોટા મોટા વિશ્વવિદ્યાલયોની સરખામણી કરી શકે તેવા વિશ્વવિદ્યાલયો હતા આવા વિશ્વવિદ્યાલયોમાંથી નાલંદ, તક્ષશિલા વિક્રમશિલા ધનકટક ( દક્ષિણમાં )ના નામ મુખ્ય છે હુએન્ત્સંગે નાલંદાનુ વિસ્તૃત વર્ણન કર્યું છે, તેનો સારાંશ અહીં આપુ છુ

શરૂઆતમાં નાલંદ વિશ્વવિદ્યાલય મગધના રાજા શક્રાદિત્યે બનાવ્યુ. તેના પાછળના રાજાઓએ પણ સહાયતા આપી નાલંદ વિશ્વવિદ્યાલયના અધિકારમાં ૨૦૦ થી વધારે ગામો હતા, જે અનેક રાજાઓએ દાનમાં આપ્યા હતા આ ગામોની આવકથી તેનુ ખરચ ચાલતુ ત્યા ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ અને ૧૫૦૦ શિક્ષકો રહેતા દૂર વિદેશોમાંથી પણ વિદ્યાર્થીઓ ત્યા ભણવા આવતા ચારે બાજુએ ઉંચા ઉંચા વિહાર અને મઠ હતા વચમા વચમા સભાગૃહ

× રાધાકુમાર મુકર્જી—હર્ષ, પૃ ૧૨૪-૨૭

અને વિદ્યાલય હતા તેની ચારે તરફ બૌદ્ધ શિક્ષકો અને પ્રચારકોને રહેવા માટે ચાર મજલાની ઇમારતો હતી રંગબેરંગી દરવાજાઓ, છતો અને સ્થળોની સુંદરતા જોઇને લોકો મોહિત થઇ જતા ત્યા ઘણા મોટા પુસ્તકાલયો અને ૭ મોટા વિદ્યાલયો હતા વિદ્યાર્થીઓ પાસેથી બીનકુન ફી ન લેવાતી, પણ ઉલ્ટુ તેમને દરેક જરૂરી વસ્તુ, ભોજન વસ્ત્ર, ઔષધ અને નિવાસસ્થાન—મફત આપવામા આવતા ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થીઓને મોટા અને નીચી શ્રેણીનાને નાનો ઓરડો અપાતો *

આ વિશ્વવિદ્યાલયમા સંપૂર્ણ બૌદ્ધ સાહિત્યના ઉપરાત વદ, ગણિત, જ્યોતિષ તર્કશાસ્ત્ર, વ્યાકરણ વૈદક જેવા ઘણા વિષયો પણ શીખવવામા આવતા ત્યા નક્ષત્ર ગ્રહ જોવાના પણ સરસ સ્થળો હતા ત્યાની જલઘડી મગધવાસીઓના સમયનો પરિચય કરાવતી દાખલ થવા પહેલા પરીક્ષા આપવી પડતી આ પરીક્ષા કઠણ હોવાથી ઘણા સફળ ન થતા, છતા ૧૦૦૦૦ વિદ્યાર્થીઓ હોવા તે આશ્ચર્યની વાત છે આમા ભણેલો વિદ્યાર્થી પ્રામાણિક વિદ્વાન મનાતો હર્ષે પોતાની પરિષદના ઉત્સવમા નાલંદના ૧૦૦૦ વિદ્વાનો બોલાવ્યા હતા મુસલમાનોના સમયમા આનો નાશ થયો

## તક્ષશિલા વિશ્વવિદ્યાલય

ભારતમા તક્ષશિલા સર્વથી પ્રાચીન વિશ્વવિદ્યાલય હતું **પતંજલિ, ચાણક્ય અને જીવક** ત્યાના વિદ્યાર્થીઓ હતા આ વિશ્વવિદ્યાલય પણ મોટુ હતુ શિક્ષણ શરૂ કરવાની ઉમર ૧૬ ની હતી પ્રાય રાજાઓ અને પૈસાવાળાના પુત્રો આમા ભણતા **'महासुतसोमजातक'**મા એક આચાર્યના હાથ તળે ૧૦૦૦ થી વધારે રાજકુમારો ભણવાનો ઉલ્લેખ છે ગરીબ વિદ્યાર્થી દિવસે કામ કરતા અને રાત્રે ભણતા

* બીલ, બુદ્ધિસ્ટ રેકર્ડ્સ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ ભા ૨ પૃ ૧૬૭-૬૮

કેટલાક વિદ્યાર્થીઓને વિદ્યાલય તરફથી પણ કામ મળતુ. કેટલાક ભણ્યા પછી ફી આપવાની પ્રતિજ્ઞા કરતા વિદ્યાર્થીના આચાર અને જીવનપર વિશેષ ધ્યાન અપાતુ. જાતકોમાથી ખબર પડે છે કે ત્યા અનેક વિષયો ભણાવાતા જેમાથી કેટલાક વેદ, અઢાર વિદ્યાઓ (આ કયી હતી તેની ખબર નથી પડતી) વ્યાકરણ, શિલ્પ, ધનુર્વિદ્યા, હસ્તિવિદ્યા, મત્રવિદ્યા અને ચિકિત્સાશાસ્ત્ર હતા ચિકિત્સાશાસ્ત્ર તરફ વધારે ધ્યાન અપાતુ શિક્ષા પૂર્ણ થયા પછી વિદ્યાર્થી શિલ્પ, વ્યવસાય વગેરેને આચારમા મૂકવા શીખ કરતો અને દેશદેશાતરના રીત રીવાજો જોવા ભ્રમણ કરતો આના ઘણા ઉદાહરણો જાતકોમા મળે છે. આ વિદ્યાલય પણ મુસલમાનોના સમયમા નષ્ટ થયુ

## શિક્ષાનો ક્રમ

ઇત્સિંગે પોતાના પુસ્તકમા પ્રાચીન શિક્ષાક્રમનો સક્ષિપ્ત ખ્યાલ આપ્યો છે સાધારણ રીતે મોટા વિદ્વાન થવા માટે પ્રથમ વ્યાકરણનો અભ્યાસ થતો ચીની યાત્રિએ ઘણા વ્યકરણોના વર્ણન કર્યા છે શરૂઆતમા બાળકો ૭ વર્ષની ઉમર સુધી વર્ણબોધની સિદ્ધ રચના **(सिद्धिरस्तु)** ભણાવવામા આવતી આને ૭ માસ થતા આના પછી પાણિનિની અષ્ટાધ્યાયીનુ રટન કરાવાતુ, જેને વિદ્યાર્થી આઠ માસમા કઠસ્થ કરી લેતો ત્યારપછી ધતુપાઠ ભણાવીને દસ વર્ષની ઉમરમા નામો અને ધાતુઓના રૂપ, ગુણાદિ સૂત્રનુ અધ્યયન કરાવવામા આવતું, જે ત્રણ વર્ષમા સમાપ્ત થતું ત્યારપછી જયાદિત્યની અને વામનની **'काशिकावृत्ति'** ભણાવાતી ઇત્સિંગ કહે છે કે ભારતમા ભણવા આવનારને આ વ્યાકરણ જરૂરી છે, આ ન ભણવાથી બધો પરિશ્રમ નિર્મૂળ જશે આ બધા ગ્રંથો કઠસ્થ થવા જોઇએ આ વૃત્તિ પૂરી કર્યા પછી ગદ્ય અને પદ્યની રચનાનો પ્રારભ થતો અને હેતુ વિદ્યા તથા અભિધર્મ કોશમા વિદ્યાર્થી પ્રવૃત્ત થતો **'न्यायद्वार तारक-शास्त्र'** (નાગાર્જુનની હેતુવિદ્યાની ભૂમિકા) ભણવાથી વિદ્યાર્થી

ઠીક રીતે અનુમાન કરી શકતો અને '**जातकमाला**'ના અધ્યયનથી તેની ગ્રહણશક્તિ વધતી આટલા પછી વિવાદ કરવાની શિક્ષા પણ અપાતી, છતાં વ્યાકરણનો અભ્યાસ સમાપ્ત ન થતો આના પછી મહાભાષ્ય ભણાવાતુ પ્રૌઢ વિદ્યાર્થીને ત્રણ વર્ષ લાગતા. આ પછી ભર્તૃહરિની '**મહાભાષ્ય ટીકા**' અને '**વાક્યપ્રદીપ**' ભણાવ્યા પછી વિદ્યાર્થીને '**પેઇન**' [ સંભવત સંસ્કૃતની બેડાવૃત્તિ ]ની શિક્ષા આપવામા આવતી. મૂળ ગ્રથ ભર્તૃહરીએ ૩૦૦૦ શ્લોકોમા લખ્યો, જેની ટીકા ધર્મપાલે ૧૪,૦૦૦ શ્લોકોમા કરી. આ ભણ્યાથી વિદ્યાર્થી વ્યાકરણમા પારગત મનાતો હુએન્સંગે પણ શિક્ષાક્રમ આપ્યો છે વ્યાકરણનો પડિત થયા પછી મત્રવિજ્ઞાન, હેતુવિદ્યા, અને જ્યોતિષના અધ્યયન થતા તેના પછી વૈદ્યકની શિક્ષા દેવાતી ત્યાર પછી ન્યાય, અને અતમા અધ્યાત્મ વિદ્યા ઇત્સિંગ લખે છે ' આચાર્ય જીન પછી ધર્મકીર્તિએ હેતુવિદ્યામા સુધારો કર્યો અને ગુણપ્રભે '**વિનય પિટક**'ના અધ્યયનને બીજી વાર લોકપ્રિય બનાવ્યુ "* આ ક્રમ ફક્ત ઉત્કટ વિદ્વાન બનવા માટે હતો સાધારણ વિદ્યાર્થી આ ક્રમથી અભ્યાસ ન કરી શકતો આથી વિદ્યાર્થી પોતાનો પસદ કરેલો વિષય ભણીને મ સારકામ કરતો ધર્મની શિક્ષા વિશેષ રૂપમા અપાતી આશ્ચર્યની વાત છે કે બૌદ્ધ વિશ્વવિદ્યાલયોમા બૌદ્ધ ધાર્મિક સાહિત્યના ઉપરાત હિંદુ ધર્મના સાહિત્યની પણ પૂર્ણ શિક્ષા આપવામા આવતી

શિક્ષણ વિધિ ઘણી ઉત્તમ હતી હુએન્સંગ લખે છે કે દરેક વિષયનો પ્રકાડ વિદ્વાન અધ્યાપક વિદ્યાર્થીઓના મગજમા જબરદસ્તીથી શીખવાડવા કરતા માનસિક વિકાસ તરફ વધારે ધ્યાન આપતો. તેઓ સુસ્ત વિદ્યાર્થીઓને સરસ રીતે ભણાવે છે અને મદબુદ્ધિને તીક્ષ્ણબુદ્ધિ કરી દે છે ×

* ટાકાકુસુ, બુદ્ધિસ્ટ પ્રેક્ટીસીઝ ઇન ઇન્ડિયા, પૃ ૧૬૫-૬૭
× વૉટર્સ ઓન યુવનચ્યાગ ટ્રાવેલ્સ ભા. ૧ „ ૧૬૦

વિદ્વાનોમાં પરસ્પર શાસ્ત્રાર્થની પ્રથા પ્રચલિત હતી. આથી સામાન્ય જનતાને પણ લાભ મળતો. તેઓ ઘણા સિદ્ધાન્તોનો પરિચય મેળવતા.

પ્રાયઃ આ શિક્ષાક્રમ આપણા કાળમાં ચાલુ રહ્યો. થોડાં પરિવર્તન થયાં કરતાં. પણ સિદ્ધાન્તો તેના તેજ રહ્યા કે નહિ તે બરાબર ખબર નથી. મોટાં મોટાં વિશ્વવિદ્યાલયોના શિક્ષાક્રમનો પ્રભાવ આખા દેશ પર પડ્યો. અહીં ભૂલવુ ન જોઇએ કે ભિન્નભિન્ન દાર્શનિક અને ધાર્મિક સંપ્રદાયોમાં આ શિક્ષાક્રમ ઉક્ત રૂપમાં ન હતો તેમની પાઠશાળાઓમા સાધારણ જ્ઞાન ઉપરાંત પોતાનાજ ધર્મનું અને દર્શનનું અધ્યયન કરાવવામાં આવતું, જે પ્રમાણે આજકાલ કાશીમાં થઇ રહ્યું જોવામાં આવે છે.



# તૃતીય વ્યાખ્યાન

## (શાસન, શિલ્પ અને કલા)

### શાસનપદ્ધતિ

પ્રાચીન ભારતમા રાજનીતિ અને શાસનપદ્ધતિનો પૂર્ણ વિકાસ થઈ ગયો હતો આપણા દેશમા પણ રાજાના અધિકારો કોઈપણ પ્રકારે નિયત્રિત હતા અહીં પણ કેટલાક પ્રજાતત્ર રાજ્ય હતા, જેને ગણરાજ્ય કહેતા કેટલાક રાજ્યોમા રાજા ચૂટાતો રાજા પ્રજા પર અત્યાચાર ન કરી શકતો પ્રજાનો અવાજ સંભળાતો શાસનપ્રબધ ઉત્તમ હતો

આપણા કાળમા પણ આ શાસન હતુ હર્ષના રાજ્યકાળના તામ્રલેખો, હર્ષચરિત અને હુએન્ત્સગના વર્ણનોથી તે વખતની શાસન-પદ્ધતિનો કેટલોક ખ્યાલ આવે રાજા તે સમયે સર્વોપરી ન હતો તેની એક મત્રીપરિષદ્ રહેતી, જેના હાથમા રાજ્યની પ્રાય બધી શક્તિ રહેતી રાજ્યવર્ધનનો પ્રધાન મત્રી ભડિ હતો રાજ્યવર્ધનના મરણ પછી ભડિએ મત્રીપરિષદ્ બોલાવીને દેશની સ્થિતિ સમજાવી અને કહ્યુ "રાજાનો ભાઈ હર્ષ કર્તવ્યપરાયણ પ્રજાપ્રિય તથા દયાળુ છે પ્રજા તેના પર વિશ્વાસ કરશે હુ પ્રસ્તાવ કરું છુ કે તેને રાજા બનાવવામા આવે પ્રત્યેક મત્રી આના પર સમ્મતિ આપશે" બધા મત્રીઓએ સહમત થઈને હર્ષને રાજા બનવાની પ્રાર્થના કરી આથી

જણાય છે કે મંત્રપરિષદનું શાસનમાં ઉચ્ચ સ્થાન હતું. ભિન્ન ભિન્ન મંત્રીઓના ઉલ્લેખ પણ મળી આવે છે, જેવા કે **સાંધિવિગ્રહિક, રણભાંડાગારિક, વિનયસ્થિતિસ્થાપક, અક્ષપટલાધિપતિ** (આવક-જાવકનો હિસાબ રાખનાર). રાજાનું મુખ્ય કાર્ય શાસન હતું. તે મંત્રીપરિષદની સલાહ લેતો. રાજાનું કર્તવ્ય પ્રજામાં શાન્તિ રાખવી અને રક્ષણ હતું. હુએન્સંગના પ્રમાણે રાજાનું શાસન દયાયુક્ત નિયમો પર અવલંબેલું હતું. પ્રજા પર કોઈ પ્રકારની જબરદસ્તી ન કરતી. ક્ષત્રિઓ ઘણી પેઢીઓથી શાસન કરે છે, પણ તેમનો ઉદ્દેશ પ્રજોપકાર અને દયા છે.*

## રાજાનું કર્તવ્ય

એકતંત્ર શાસન હોવા છતાં રાજા પરોપકારી અને પ્રજાહિતૈષી શાસક (Benevolent Monarch) હતો. તે સમયમાં બ્રાહ્મણો તથા ધર્મગુરુઓનો પ્રભાવ રાજા પર ઘણો રહેતો. તે રાજાની બધી પ્રકારની ક્રિયાઓ અને ચેષ્ટાઓનો ઉત્તરદાતા હતો. તે કેવળ પ્રજાની આર્થિક અને રાજનૈતિક સ્થિતિ નહિ પણ ધાર્મિક અને શિક્ષાસંબંધી પણ વિચાર કરતો. ઘણા રાજાઓએ ધાર્મિક ઉન્નતિમાં ભાગ લીધો હતો. રાજાઓએ શિક્ષાની ઉન્નતિ માટે પણ પ્રયત્નો કર્યા. તેમના દરબારમાં મોટા મોટા કવિઓ અને વિદ્વાનોને આશ્રય મળતો. જ્યારે કોઈ કવિ એક ઉત્કૃષ્ટ ગ્રંથ લખતો, ત્યારે રાજા બીજા રાજાઓના દરબારમાંથી વિદ્વાનો તેને સાંભળવા માટે બોલાવતો. કાશ્મીરના રાજા જયસિંહના સમયમાં મંખરચિત **'શ્રીકંઠચરિત'** સાંભળવા માટે કનોજના ગોવિંદચંદ્રના દરબારમાંથી સુહલ અને ઉત્તરી કોંકણના રાજા અપરાદિત્યના દરબારમાંથી તેજકંઠ વિદ્વાન બોલાવાયા હતા. પ્રાયઃ પ્રત્યેક દરબારમાં કેટલાક કવિ તથા વિદ્વાનો રહેતા જ. રાજાઓ તેમને નવા નવા ગ્રંથો લખવા માટે ઉત્સાહિત કરતા.

* વોટર્સ ઓન યુવનચ્વાંગ્સ ટ્રાવેલ્સ, ભા. ૧, પૃ. ૧૬૮

## ગ્રામસંસ્થા

શાસનની સરળતા માટે દેશને ભિન્ન ભિન્ન ભાગોમા વહેચેલો મુખ્ય વિભાગ **ભુક્તિ** (પ્રાત), **વિષય** (જિલ્લા) **ગ્રામ** હતા બધામા મુખ્ય ગ્રામ સસ્થા હતી ઘણા પ્રાચીન કાળથી આ સસ્થા ચાલતી ગામને માટે ત્યાની પચાયતજ બધુ કરતી કેન્દ્રની સરકારનો સબધ પચાયતની સાથે રહેતો આ ગ્રામસસ્થાઓ એક પ્રકારના નાના નાના પ્રજાતત્ર જેવી હતી આમા પ્રજાનો અધિકાર હતો મુખ્ય સરકારના આધીન હોવા છતા એક રીતે તે સ્વતત્ર સસ્થાઓ હતી.

પ્રાચીન તામિલ ઇતિહાસમા તે સમયની શાસનપદ્ધતિનો વિસ્તૃત પરિચય મળે છે, પણ સ્થાનના અભાવથી સક્ષિપ્તમા કહીશ શાસન કાર્યમા રાજાને સહાયતા આપનારી પાચ સમિતિઓ હતી આ ઉપરાત જિલ્લામા ત્રણ સભાઓ રહેતી બ્રાહ્મણ સભામા સઘળા બ્રાહ્મણો એકઠા થતા, વ્યાપારીઓની સભા વ્યાપારીઓ માટે ચોલ રાજરાજ [પ્રથમ]ના શિલાલેખમા ૧૫૦ ગામોમા સભાઓ હોવાનો પત્તો લાગે છે. આ સભાઓની બેઠક માટે મોટા ભવનો હતા, જેવા તાન્જોરમા બનાવ્યા છે. સાધારણ ગામમા મોટા મોટા વટવૃક્ષોની નીચે સભાઓના અધિવેશન થતા ગ્રામ સભાઓના બે રૂપ—**વિચારસભા** અને **શાસનસભા**—રહેતા સપૂર્ણ સભાના સભ્યો કેટલીક સમિતિઓમા વિભક્ત કરી દેવામા આવતા કૃષિ અને ઉદ્યાન સિચાઇ, વ્યાપાર, મદિર, દાન આદિ માટે ભિન્નભિન્ન સમિતિઓ હતી એકવાર એક તળાવમા પાણી વધારે ભરાવાથી ગામને હાનિ થાય તે માટે ગામસભાએ તળાવ સમિતિને સુધારો કરાવવા માટે વિના વ્યાજે રૂપિયા આપ્યા અને કહ્યુ કે તેનુ વ્યાજ મદિરસમિતિમા અપાય જો કોઈ માણસ વર્ષો સુધી કર ન આપતો તો તેની ભૂમિ છીનવી લેવામા આવતી આવી જમીનની હરાજી થતી ભૂમિ વેચતી અને ખરીદતી વખતે ગ્રામસભા તેનુ પૂરૂ વિવરણ તથા દસ્તાવેજ પોતાની પાસે રાખતી બધો હિસાબ કિતાબ તાડપત્રાદિ પર

લખાતો. સિંચાઈ તરફ ખાસ ધ્યાન રખાતું. જલનું સ્રોત નકામું ન જતું. નહેરો, તળાવો અને કુવાઓ વખતોવખત સજ્જ કરાવાતા. આય-વ્યયનાં રજિસ્ટરોનું નિરીક્ષણ કરવાને રાજ્ય તરફથી અધિકારી નિમાતો.*

ચોલ રાજા પરાંતકના સમયના શિલાલેખથી ગ્રામ સંસ્થાઓની નિર્માણ પદ્ધતિ પર ઘણો પ્રકાશ પડે છે. તેમાં ગ્રામસભાની યોગ્યા-યોગ્યતા સંબંધી નિયમ, સભાઓનાં અધિવેશનના નિયમો, સભ્યોની સાર્વજનિક ચૂંટણીના નિયમો, ઉપસમિતિઓનું નિર્માણ, આયવ્યયના પરીક્ષકોની નિયુક્તિ પર વિચાર કરાતો. ચૂંટણી સાર્વજનિક હતી. તેની વિધિ આ હતી: લોકો ઠીકરાંઓ પર ઉમેદવારનું નામ લખી ઘડામાં નાખતા, બધાની સામે ઘડા ખોલીને ઉમેદવારોના મત ગણાતા, અને વધારે મતવાળો ઉમેદવાર ચૂંટાતો×

આ સંસ્થાઓનો ભારતની જનતા પર વધારે વ્યાપક પ્રભાવ એ પડ્યો કે તે ઉપરનાં રાજકીય કાર્યોમાં ઉદાસીન રહેવા લાગી. રાજ્યમાં ગમે તેવાં પરિવર્તન થાય, પણ પંચાયતો હતી તેમ રહેવાથી સાધારણ જનતામાં કાંઇ પરિવર્તન ન દેખાતું. સાધારણ જનતાને પરતંત્રતાનો કડવો અનુભવ ન થતો. આટલા વિશાળ દેશના ભિન્ન ભિન્ન રાજ્યો માટે ભારે હતું કે તેઓ ગામોની બધી વાતો તરફ ધ્યાન રાખી શકે. ભારતવર્ષમાં આટલાં પરિવર્તન છતાં, પંચાયતોને નષ્ટ કરવાને કોઇયે પ્રયત્ન નથી કર્યો. શહેરોમાં મ્યૂનિસિપાલિટિઓ અથવા નગરસભાઓ હતી, જે નગરનો પૂર્ણ પ્રબંધ કરતી.

દંડ

શાસન અને ન્યાયના નિયમો પૂરતા કઠોર હતા. અંગચ્છેદ, દેશનિર્વાસન, દંડ અને કેદ જેવા દંડો પ્રચલિત હતા.+ હર્ષના

* વિ૦ કે૦ સરકાર: ધી પોલીટીકલ ઇન્સ્ટીટ્યુશન્સ એન્ડ થીઓરીઝ ઓફ ધી હિંદુઝ; પૃ. ૫૩—૫૬

× આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા; (૧૯૦૪–૫) પૃ. ૧૪૨–૪૫

+ વોટર્સ ઓન યુવનચ્વાંગ્સ ટ્રાવેલ્સ; ભા૦ ૧ પૃ. ૧૭૨

જન્મપર કેદિઓને છોડવાનો ઉલ્લેખ બાણે કર્યો છે યાજ્ઞવલ્કયે કેટલાક કઠોર અને ક્રૂર દંડો આપવાના વર્ણન કર્યા છે બ્રાહ્મણોને વિશેષ કઠોર દંડ ન અપાતો ન્યાયવિભાગ માટે એક ખાસ અધિકારી રહેતો જેની નીચે ભિન્ન ભિન્ન પ્રાંતો અને સ્થાનોમા બીજા અધિકારીઓ પણ રહેતા યાજ્ઞવલ્કયે ન્યાયના ઘણા નિયમોના વર્ણન કર્યા છે, જેથી ખબર પડે છે કે તે વખતની ન્યાયવ્યવસ્થા કેટલી ઉન્નત અને પૂર્ણ હતી ફરીયાદીમા લખેલી તથા મૌખિક સાક્ષિઓની પરીક્ષા કરાતી આશ્ચર્ય છે કે બધી વાતોમા ઉન્નતિ હોવા છતા પણ દિવ્યસાક્ષી ( Ordeals )ની ક્રૂર પ્રથા વિદ્યમાન હતી × પણ બહુ ઉપયોગમા ન લેવાતી

## સ્ત્રીઓની રાજનૈતિક સ્થિતિ

કાયદામા સ્ત્રીઓની રાજનૈતિક સ્થિતિ સ્વીકારાતી ઉત્તરાધિકાર સબધી નિયમોમા સ્ત્રીની સપત્તિનો સારી રીતે વિચાર કર્યો છે પુત્ર ન હોય તો પુત્રીજ પિતાની સપત્તિની અધિકારિણી હતી પોતાના પિતૃગૃહ તરફથી મળનાર ધન પર સ્ત્રીનો પૂર્ણ અધિકાર રહેતો મનુએ આનો ઉલ્લેખ કર્યો છે +

રાજ્ય તરફથી વ્યાપાર અને વ્યવસાયની રક્ષા માટે ધ્યાન અપાતુ કારીગરોની રક્ષા માટે ખાસ નિયમો બનતા જો કોઈ વ્યાપારી અનુચિત ઉપાયો દ્વારા વસ્તુઓનુ મૂલ્ય વધારતો અથવા વજન અને માપ ઓછુ અથવા વધારે રાખતો તો તેનો દંડ થતો

### શાસનપ્રબન્ધ

તે સમયના શાસનનો કેટલોક પરિચય તત્કાલીન કર્મચારિઓના નામોથી મળે છે રાજા અથવા સમ્રાટની નીચે નાના નાના રાજાઓ

× વોટર્સ ઓન યુવનચ્વાગ્સ ટ્રાવ ૧ પૃ ૧૭૨
+ વિ૦ કે૦ સરકાર ધી પોલીટીકલ ઇન્સ્ટિટ્યુશન એન્ડ થીઅરીઝ ઓફ ધી હિંદુઝ,' પૃ ૨૭-૩૦

## સાર્વજનિક કાર્ય

રાજ્ય તરફથી સાર્વજનિક હિતનાં કાર્યો પર ધ્યાન અપાતું. શહેરમાં કુવાઓ તથા ધર્મશાળાઓ બનાવવામાં આવતી. ગરીબ રોગીઓ માટે રાજ્ય તરફથી ઔષધાલયો પણ સ્થપાતાં. સડકો પર પણ યાત્રાળુઓ માટે વૃક્ષ, જલાશયનો પ્રબંધ થતો. શિક્ષણાલયોને પણ સારી સહાયતા મળતી.

## સૈનિક પ્રબંધ

આ શાસનપ્રબંધ ઉપરાંત ભારતની સૈનિક વ્યવસ્થા પણ ઘણી ઉન્નત હતી. સૈનિક વિભાગ શાસનપ્રબંધથી તદ્દન અળગો હતો. પ્રાંતીય શાસકોનો તેના પર કાંઇ અધિકાર ન હતો, તેના અધિકારી તદ્દન સ્વતંત્ર રહેતા. પ્રાયઃ દર વખતે યુદ્ધ આદિનો સંભવ હોવાથી સેનાઓ સારા પ્રમાણમાં હતી હર્ષની સેનામાં ૬૦,૦૦૦ હાથી અને ૧૦૦,૦૦૦ ઘોડાઓ હતા. હુએન્તસંગે હર્ષની સેના ચાર પ્રકારની બતલાવી છેઃ હાથી, ઘોડા, રથ અને પદાતિ × ઘોડા ભિન્નભિન્ન દેશોથી મંગાવવામા આવતા. બાણે કાંબોજ, વનાયુજ, સિંધુજ, પારસીક આદિ ઘોડાઓની જાતિઓનાં નામ આપ્યાં છે. પાછળથી ધીરેધીરે રથનો પ્રચાર ઓછો થતો ગયો.

આ ચાર પ્રકારની સેનાઓ ઉપરાંત જલસેના પણ ઘણી સુસંગઠિત અને વ્યવસ્થિત હતી. જે રાજ્યોની સીમા પર મોટા મોટા દરિયા હતા તેઓ નૌસેના રાખતા. સમુદ્ર તટના રાજ્યો પણ નૌસેના રાખતા. હુએન્તસંગે પોતાની યાત્રાના પ્રસંગમાં જહાજોના વર્ણન કર્યા છે. મલાયા, જાવા, બાલી આદિ દ્વીપોમાં હિંદુઓનાં રાજ્યો જાણીતાં હતા. આથી પણ જલસેનાઓ સુવ્યવસ્થિત હોવાનું નિશ્ચય થાય છે. ચોલ રાજાઓ ઘણી શક્તિશાળી સેનાઓ રાખતા. રાજરાજે ચેર રાજ્યનું મોટું લશ્કર નષ્ટ કરીને લંકાને પોતાના રાજ્યમા મેળવી લીધું હતું.

× વોટર્સ ઓન યુવનચ્વાંગ્સ ટ્રાવેલ્સ, ભા. ૧ પૃ. ૧૭૦–૭૧

ગજેન્દ્ર ચોલનું જગી લંગર નિકોબાર અને અંડામનના દ્વીપો સુધી પહોચ્યુ હતુ સ્ટ્રેબોએ ભારતીય સેનામા જલસેના હોવાનો ઉલ્લેખ કર્યો છે જલસેના ઘણા પ્રાચીન કાળથી વિદ્યમાન હતી મૅગેસ્થિનીઝે ચદ્રગુપ્તની સેનાનુ વર્ણન કરતા જલસેનાનુ વૃત્તાત લખ્યુ છે જુદી જુદી સેનાઓના જુદા જુદા ઓફીસરો હતા આખી સેનાના અધિકારીને 'મહા સેનાપતિ', 'મહાબલાધ્યક્ષ', અથવા 'મહાબલાધિકૃત' કહેતા પેદલ અને ઘોડાની સેનાના અધ્યક્ષને 'ભટાશ્વ સેનાપતિ' કહેતા ઘોડાની સેનાના અધ્યક્ષને 'બૃહદશ્વવાર' કહેતા યુદ્ધવિભાગના કાર્યાધ્યક્ષને 'રણભાડાગારાધિકરણ' કહેતા કાશ્મીરના ઇતિહાસમાથી એક 'મહામાધનિક' મળી આવે છે જે યુદ્ધને માટે જરૂરી સામગ્રીની વ્યવસ્થા કરતો *

સેનાના સીપાહીઓને વેતન રોકડ મળતુ, પણ પ્રબધના બીજાઓને અનાજના રૂપમા અપાતુ સ્થિર સેના ઉપરાત (Standing army) મુશ્કેલીના અવસરોમા અલગથી સેનાની વ્યવસ્થા કરવામા આવતી કેટલાક રાજ્યોમા બીજા રાજ્યોના લોકની પણ ભરતી કરવામા આવતી ×

## રાજનૈતિક સ્થિતિ તથા શાસનપદ્ધતિમાં પરિવર્તન

ઉપરોક્ત વ્યવસ્થા આ લાંબા સમયમા એક તરેહની જ ન રહી તેમા ઘણા પરિવર્તનો થયા આના ઉપર આપણે સક્ષેપમા વિચાર કરીશુ

પછીના સમયમા ભારતની રાજનૈતિક સ્થિતિ સારી ન રહી નાના નાના રાજ્યો બનતા હતા હર્ષ અને પુલકેશી પછી તેમના રાજ્યો ઘણા ભાગમા વિભક્ત થઇ ગયા સોલકી પાલ સેન પ્રતિહાર, યાદવ, ગુહિલ, રાઠોડ આદિ ઘણા વશ પોતાની ઉન્નતિમા લાગતા હતા કહેવાનુ એ કે

* ચિ૦ વિ૦ વૈદ્ય હિ૦ મિ૦ ઇ૦ ભા ૧ પૃ૦૧૪૨-૧૫
× રાધા કુમુદ મુકર્જી, હર્ષ પૃ ૯૭-૯૮

કે સંપૂર્ણ ભારતનાં ઘણાંજ રાજ્યો થવાથી શક્તિ વિખરી ગઈ. ભારતમાં એક રાષ્ટ્રીયતાનો ભાવ પ્રબલ ન રહ્યો. આ રાજ્યોના પરસ્પર યુદ્ધોથી શાંતિનો નાશ થવા લાગ્યો. આની અસર દેશની શાસનપદ્ધતિ અને અન્ય રાજકીય સંસ્થાઓપર પડી. બધા રાજાઓ ધીરે ધીરે વધારે સ્વતંત્ર તથા ઉચ્છૃંખલ બનતા ગયા. દેશના શાસન તરફ તેમનું વધારે ધ્યાન ન રહ્યું. પ્રજાનો અવાજ બરાબર સંભળાયો નહિ. રાજાઓએ વધારે સેનાની જરૂર હોવાથી પ્રજા પાસેથી વધારે કર ઉઘરાવ્યો. રાજા પોતે જ મંત્રીને ચૂંટતો. કોઈ જનસભા અથવા મંત્રપરિષદ ન રહી. આ સમય સુધી રાજ્યના પૂરાણા અધિકાર પણ ચાલ્યા આવતા. ૧૧મી અથવા ૧૨મી સદીના શિલાલેખોમાં રાજામાત્ય, પુરોહિત, મહાધર્માધ્યક્ષ, મહાસાંધિવિગ્રહિક, મહાસેનાપતિ, મહામુદ્રાધિકૃત, મહાક્ષપટલિક અને મહાભોગિક અધિકારીઓનાં નામ મળે છે, એથી જણાય છે કે શાસન-પ્રબંધમાં વિશેષ પરિવર્તન ન થયેલું. આ અધિકારીઓમાં ' મહા ' શબ્દના પ્રયોગથી સ્પષ્ટ થાય છે કે એમના હાથ નીચે પણ કર્મચારી રહેતા.+ રાણી અને યુવરાજ પણ શાસનમાં ભાગ લેતાં કેટલાંક રાજ્યોમાં કર વધારવામાં આવ્યો. પાછળના રાજાઓમાં ઘણા કર વધવાનો ઉલ્લેખ મળે છે. ભૂમિ, કૃષિની વ્યવસ્થા પણ પૂર્વવત્ હતી. ક્ષેત્રપાલ અથવા પ્રાંતપાલ આદિ ઘણા અધિકારીઓનાં નામ મળે છે. આવકજાવકનો વિભાગ પણ પહેલાં જેવો હતો. ન્યાયાલયોની વ્યવસ્થા સારી હતી. રાજાની ગેરહાજરીમાં પ્રાડ્-વિવાક (ન્યાયાધીશ) કામ કરતો. અલબેરુનીએ મુકદ્દમાના વિષયમાં લખ્યું છે : " ફરિયાદ ઉપસ્થિત કરનાર વાદી પોતાની પુષ્ટિમાં પ્રમાણ આપતો. જો કોઈ લિખિત પ્રમાણ ન હોય તો ઓછામાં ઓછા ચાર સાક્ષીઓ જોઈએ. તેમને દલીલ કરવાની આજ્ઞા ન અપાતી. બ્રાહ્મણો અને ક્ષત્રિયોને હલાનો અપરાધ કરવા છતાં પણ પ્રાણદંડ ન અપાતો. તેની સંપત્તિ લૂંટીને તેને દેશનિકાલની સજા કરવામાં આવતી. ચોરીના અપરાધમાં બ્રાહ્મણને અંધ કરવામાં આવતો, તેનો ડાબો હાથ

+ ચિ૦ વિ૦ વૈદ્ય : હિ૦ મિ૦ હિ૦ આ. ૩. પૃ૦ ૪૫૩-૫૪

અને જમણો પગ પણ કાપી નંખાવામા આવતો ક્ષત્રિયને અધ ન કરવામા આવતો "* આથી ખબર પડે છે કે તે વખત સુધી પણ ક્રૂર દંડ આપવાની પ્રથા ચાલુ હતી

સૈનિક વ્યવસ્થામા પણ પરિવર્તન થઇ રહ્યુ હતુ રાજાઓની પાસે સ્થિર સેના રાખવાનો રિવાજ ઓછો થતો જતો હતો, પણ સરદારો અને જાગીરદારોની પાસે સેનાઓ રાખવા અને યુદ્ધ સમયે સેનાઓ લેવાની રીતિનો પ્રચાર વધી ગયો હતો ભિન્ન ભિન્ન રાજ્યોની સેનામા બીજા રાજ્યોના સીપાઇ ભરતામા આવતા પાછના તામ્રપત્રોમાથી પણ જણાય છે કે આ સમયમાજ પણ મહાસેનાપતિ અને હાથીઓ ઘોડાઓ, ઉંટો, જલસેનાના ભિન્ન ભિન્ન અમલદારો, ગ્રૈવણીક, ગમાગમિક આદિ અધિકારીઓ રહેતા હતા ×

ભિન્ન ભિન્ન રાજ્યોના પરસ્પર દ્વેષ અને શત્રુતાથી આખુ રાષ્ટ્ર નિર્બળ બની ગયુ સિંધ તો આઠમી સદીમા જ મુસલમાનોના હાથમા ગયુ હતુ અને ૧૧ મી સદીમા લાહોર સુધીનુ પજાબ તેમના હાથમા જઇ ચૂકયુ હતુ. ૧૨મી સદીના અત સુધીમા દિલ્હી અજમેર, કનોજ, આદિ મુસલમાનોના હાથમા ગયા અને પાછળથી યુક્તપ્રાન્ત, બગાળ, દક્ષિણ વિગેરે પર પણ ક્રમશ તેમનો અધિકાર થતો ગયો આ રીતે ધીરે ધીરે મોટે ભાગે હિંદુરાજ્ય નષ્ટ થઇ ગયુ

## આર્થિક સ્થિતિ

ઉપર કહ્યા પ્રમાણે ભારતવર્ષે આધ્યાત્મિક ઉન્નતિની સાથે સાથે ભૌતિક ઉન્નતિ પણ કરી હતી હવે અહીં અધિક અનાથા પર વિચાર કરીએ

* અલબેરુનીઝ ઈન્ડીયા ભા ૨ પૃ ૧૫૮-૬૩
× વિ વિ વૈદ્ય હિ મિ ઇ., ભા. ૩. પૃ ૪૭૦

## કૃષિ અને સિંચાઇનો પ્રબંધ

ભારતવર્ષનો મુખ્ય વ્યવસાય કૃષિ હતો તે વખતે પ્રાય બધી જાતના અનાજ તથા કુલ અહીં બનતા કૃષકોની મરજનાનો પુરતો ખ્યાલ ગણાતો. સિંચાઇનો પ્રબંધ પણ સરસ હતો નહેરો, તળાવો અને કુવા દ્વારા સિંચાઈ કરવામા આવતી નહેરોનો પ્રબંધ પ્રશસનીય હતો રાજતરગિણીમા **સૂય** નામના ઇજનેરનું વર્ણન છે કાશ્મીરમા ભરતી અવવાથી ત્યાના રાજા અવતિવર્મને સૂયની પાસે તેનો પ્રબંધ કરાવ્યો તેમણે વિતસ્તા (જેલમ)ના તટ ઉપર ઘણુ પાણી જોઈને મોટા મોટા બધ બંધાવીને તેમાથી નહેરો કઢાવી આ ઉપરાત દરેક ગામમા કેટના જળની જરૂરીયાત છે તેનુ નિરીક્ષણ પણ કરાવ્યુ તે પ્રમાણે દરેક ગામને જળ આપવાની વ્યવસ્થા કરી દીધી કલ્હણ લખે છે કે સૂયે નદીઓને એવી રીતે નચાવી, જેવી રીતે સાપ કાઢનારો સાપો નચાવે છે આથી ખેતી સારી થઇ અને એક ખારી (માપ) ચોખાની કિંમત ૨૦૦ દીનારોથી ૩૬ દીનારો થઈ ગઈ તમિલ પ્રદેશમા નદિઓને સુખવસ્થાની પાસે રોકીને પાણી એકઠું કરવાની વ્યવસ્થા કરવામા આવતી આપણા સમયના પહેલા કરિમન ચોળે કાવેરી નદી પર સો માઈલનો બધ બધાવ્યો રાજેન્દ્રે (૧૦૧૮-૩૫) પોતાની નવી રાજધાનીની પાસે મોટુ જળાશય બનાવ્યુ આપણા સમય પહેલા મોટા મોટા તળાવો પણ બનાવવામા આવતા ચદ્રગુપ્ત મૌર્યના સમયમા ગિરનારની નીચે એક વિશાળ સરોવર બનાવવામા આવ્યુ, જેમાથી અશોકે નહેરો કઢાવી, તેના સમયમા બાધકામ થતુ રહ્યુ * ઘણા રાજાઓ ઘણે ઠેકાણે પોતાના નામથી મોટા મોટા તળાવો બનાવતા આવા તળાવો હજુ પણ મળી આવે છે પરમાર રાજા ભોજે ભોજપુરમા એક મોટુ તળાવ બનાવ્યુ ને જે સમયના કૃત્રિમ સરોવરોમા સહુથી મોટુ હતુ તેને મુસલમાનોએ કર્યુ અજમેરમા આનાસાગર વીસલ જેવા તળાવો પણ બનાવવામા

* વિ૦ કે૦ સરકાર ધી પો ઈ એન્ડ થી ઓફ ધી હિ પૃ ૧૦૩-૪

આવ્યા હતાથી ભિન્ન ભિન્ન પ્રકારે સિંચાઈ થતી આ પ્રથાને ભારતીય લકામા નઈ ગયા પરાક્રમબાહુ (૧૧૫૦ ઈ૦ સ૦) એ લકામા ૧૪૭૦ તળાવો અને ૫૩૪ નહેરો બનાવરાવી અને ઘણા તળાવો તથા નહેરોને સજ્જ કરાવી આથી ખબર પડે છે કે તે વખતે સિંચાઈ તરફ કેટલુ ધ્યાન અપાતુ *

## વ્યાપારિક નગર

કૃષિ પછી વ્યાપારની મુખ્યતા હતી ભારતના મોટા મોટા શહેરો વ્યાપારના કેંદ્ર હતા ભારતવર્ષમા ગ્રામ ઉપરાત વિશાળ નગરો પણ જાણીતા હતા પાડ્ય રાજાઓની રાજધાની મદુરા ઘણી વિખ્યાત હતી જે પોતાના ગગનભેદી મહેલો માટે પ્રસિદ્ધ હતી મલબારના તટ પર વજિ (વાચ) વ્યાપારિક દૃષ્ટિએ ઘણુ મહત્વનુ નગર હતુ કોરોમડલ તટ પર પકર (કાવેરીપ્પુમ્પટ્ટિનમ્) ઉત્તમ બદર હતું સોલકીઓની રાજધાની વાતાપી (બીજાપુરમા) અતર રાષ્ટ્રીય દૃષ્ટિએ મહત્વશાળી હતી બગાળનુ બદર તામ્રલિપ્તિ (તમલુક) પણ વ્યાપારિક દૃષ્ટિથી ઘણુ મહત્વનુ અને વિશાળ નગર હતુ ત્યાના વહેપારીઓ પૂર્વ ચીન તરફ જતા કનોજ પણ વિશાળ હતુ માળવા ની ઉજ્જયિની નગરી પણ ઓછી વિશાળ ન હતી ઉત્તર ભારત અને ભરૂચના વચ્ચે ઉજ્જયિની મધ્યસ્થ હતી મુખ્ય પ્રાતના ભરૂચ (ભૃગુકચ્છ) બદરથી ફ્રારસ મિસ્ર આદિમા ભારતથી માલ જતો પાટલિપુત્રનુ વર્ણન તો મેગેસ્થિનિસે કર્યુ છે તેના કહેવા પ્રમાણે તેને ૫૭૦ બુરજો અને ૬૪ દરવાજા હતા અને તેનું ક્ષેત્રફળ ૨૧ ર્ઢ માઈલ હતુ જે અરેલીયન વખતના રોમથી પણ બે ઘણુ હતુ આ પ્રમાણે બીજા પણ મોટા મોટા શહેરો ભારતીય વ્યાપારના મથક હતા +

---

* વિ૦ કે૦ સરકાર ધી ગ્રો ઈ એન્ડ ધી ઓફ ધી હિં પૃ ૧૦૩-૪
+ „ „ પૃ ૬૦-૬૫

## વ્યાપારનો જલમાર્ગ

વ્યાપાર જલમાર્ગ અને સ્થલમાર્ગ બન્નેથી થતો. મોટાં મોટાં જહાજોનાં લંગર વ્યાપાર માટે બનાવવામાં આવ્યાં. અરબ, શીનીશીયા, ફારસ, મિસ્ત્ર, ગ્રીસ, રોમ, ચંપા, જાવા, સુમાત્રા આદિ સાથે ભારતનો વ્યાપાર ચાલતો સમુદ્રયાત્રાનો નિષેધ પાછળથી થયો. હોંએનસંગને સમુદ્રમાર્ગે ચીન જવાની સલાહ આપી હતી જાવાની કથાઓમાં ૫૦૦૦ ભારતીયોનુ ઘણા વહાણોદ્વારા જવાનું વર્ણન મળી આવે છે. ઇત્સિંગ જતી વખતે સમુદ્રમાર્ગથી જ ચીન ગયો હતો. ભારતીય પોતકલામાં ઘણા પ્રવીણ હતા અને તેઓ તે કલના ક્યારથીએ જાણીના હતા. પ્રો૦ મૈકસડકરના પ્રમાણે ઈ૦ સ પૂર્વે ૨૦૦૦ માં પણ ભારતના લોકો આ કળા જાણતા *

## વ્યાપારના સ્થળમાર્ગ

સ્થળમાર્ગમા તો વ્યાપાર ઘણો વધ્યો હતો. વ્યાપાર માટે મોટી મોટી સડકો બનાવવામા આવતી. આ સડકોનુ યુદ્ધની દષ્ટિથી પણ મહત્વ હતુ એક વિશાળ સડક કોરોમંડલ તટથી કુમારી અંતરીપ સુધી ૧૨૦૦ માઇલ લાંબી હતી, જે કુલોત્તુંગ ચોડદેવે (ઈ૦ સ૦ ૧૦૭૦-૧૧૧૮) બનાવી હતી સૈનિકની દષ્ટિથી પણ આનું મહત્વ હતુ. આપણા સમયના પહેલાં પણ મૌર્યકાલમાં પાટલિપુત્રથી અફગાનિસ્તાન સુધી ૧૧૦૦ માઇલ લાંબી સડક બની હતી સાધારણ સડકો તો ઘણે ઠેકાણે હતી.× સ્થળમાર્ગનો કેવળ સ્વદેશમાં જ નહિ, પણ વિદેશમાં પણ વ્યાપાર ચાલતો. રાઇઝ ડેવીડ્ઝ લખે છે: " ભારતીય વ્યાપાર સ્વદેશમા અને વિદેશમાં થતો. ૧૨૦૦ બળદ ગાડીઓના ચલાવનારનાં વર્ણન મળે છે. "+ સ્થળમાર્ગથી ચીન, બૈબિલોન, અરબ, ફારસ, આદિ

* હરવિલાસ સારડા; 'હિ૦ સુ૦ પૃ. ૩૬૪
× વિ. કે. સરકાર : ધી પોલિ૦ ઈ૦.........પૃ. ૧૦૨-૧૦૩
+ ધી જરનલ ઓફ ધી રો. એ. સો. ૧૯૦૧ ઈ. સ.

સાથે વ્યાપાર ચાલતો. ઍન્સાક્લોપીડિયા બ્રીટનિકાના લખવા પ્રમાણે યૂરોપની સાથે ભારતનો વ્યાપાર નીચે લખેલા માર્ગોથી થતોઃ—

૧. ભારતથી પલમાયરા નામના શહેર દ્વારા રોમ થઇને સીરીયા તરફ.

૨. હિમાલય ઓળંગીને ઑકસસ થઇને કૈસ્પિયન સાગર અને ત્યાંથી મધ્ય યૂરોપ.[।]

## ભારતીય વ્યાપાર

ભારતમાંથી ખાસ કરીને રેશમ, છીંટ, મલમલ જેવાં વસ્ત્રો, અને મણિ, મોતી, હીરા, મસાલા, મોરપીછાં, હાથીદાંત જેવાં પણ વિદેશમાં જતાં. મિસ્રની આધુનિક શોધમાં ત્યાંની મમિઓની કબરોમાથી બારીક મલમલ પણ મળી છે. વિદેશી વ્યાપારથી ભારત સમૃદ્ધ થઇ ગયો. પ્લિનીના લખવા પ્રમાણે પ્રતિ વર્ષ રોમન સામ્રાજ્યમાંથી દશ લાખ પાઉંડ ભારતમાં આવતા * અને કેવળ રોમમાથી ચાલીસ લાખ રૂપિયા ભારતમાં આવતા. ×

## મેળા

દેશના અંદરના વ્યાપાર માટે ભિન્ન ભિન્ન તીર્થોનું પણ મહત્વ હતું. મેળામાં બધા વહેપારી અને ગ્રાહક આવતા હતા, અને ખરીદી પણ થતી આજ પણ હરિદ્વાર, કાશી અને પુષ્કરના મેળાઓ વ્યાપારિક દૃષ્ટિથી મહત્વના છે.

## વ્યવસાય

આજકાલ ભારતવર્ષ ફકત ખેતીપ્રધાન દેશ રહી ગયો છે, જે પહેલાં નહતું. ભારતમાં વ્યવસાય અને ઉદ્યોગો પણ સારી સ્થિતિમાં

---

। આ. ૧૧ પૃ. ૪૫૯
* પ્લિની; નેચરલ હિસ્ટ્રી.
× એન્સા. બ્રિ. આ. ૧૧ પૃ. ૪૬૦

ચાલતા. બધાથી સારો ઉદ્યોગ વસ્ત્રનો હતો. અનેક પ્રકારનાં વસ્ત્રો બનતાં સામાજીક સ્થિતિમા વસ્ત્રોના ઉપયોગના વિષે લખાઇ ગયું છે. ભારતમાં લીસી મલમલ, છીંટ, શાલ, વિ૦ બનતાં. કપડાં રંગવાની કલા પણ હતી. વનસ્પતિમાથી અનેક જાતના રંગો કાઢવામાં આવતા આ શરૂઆત ભારતમાંજ પ્રથમ થઈ. ગળીની ખેતી ફકત રંગ માટેજ થતી. વસ્ત્રનો ઉદ્યોગ ૧૮ મી શતાબ્દી સુધી ચાલ્યો, પણ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના સમયમાં નષ્ટ થયો.

## લોઢાં વગેરે ધાતુઓનો વ્યવસાય

લોઢા અને પોલાદની પણ ઉન્નતિ થઇ. કાચા લોઢાને ગાળીને પોલાદ બનાવવાનુ પહેલેથી જાણતા. ખેતીથી માંડીને લડાઇનાં હથીઆરો પણ ભારતમા ઘણા પ્રાચીન કાળથી બનતાં. લોઢાનો ઉદ્યોગ એટલો હતો કે તેનો વધારો ફિનિશિયામાં જતો. ડૉ૦ રાય લખે છે કે : "દમિશ્કના તેજદાર ઓજારો ઘણા સારાં છે, પણ આ કળા ફારસે ભારતની પાસેથી શીખી અને ત્યાથી આરબો પાસે ગઈ."+

ભારતનો લોઢાનો ઉપયોગ બતાવવા માટે કુતુબમિનારની પાસેનો લોહસ્તમ્ભ જ બસ છે. આવો વિશાળ સ્તંભ આજ પણ યૂરોપ અને અમેરિકાનું મોટામા મોટું કોઇ કારખાનુ ઘડી શકતુ નથી અનુમાન પ્રમાણે તેને બન્યાને લગભગ ૧૫૦૦ વર્ષો થઇ ગયાં ખુલ્લી હવા અને વર્ષામા રહેવા છતા પણ તેના પર જગ (કાટ ?)નું નામ નથી અને તેની કારિગીરી પણ પ્રશંસનીય છે ધારનો જયસ્તંભ પણ દેખવા જેવો છે. આ મુસલમાનોના સમયમાં તોડવામાં આવ્યો. તેનો એક કડકો ૨૨ ૬ અને બીજો ૧૩ ફૂટ છે. તેનો ત્રીજો કડકો પણ માંડૂથી મળ્યો છે. રાજાઓ જયસ્તભ બનાવતા. લોઢાના વ્યવસાય પર લખતાં મીરીસ મેનીંગ લખે છે કે આજ પણ ગ્લાસગો અને શેરીલ્ડમાં કચ્છથી

+ હરવિલાસ સારડા : હિ૦ સુ૦ પૃ. ૩૫૫

વધારે સારું પોલાદ નથી બનતું.* લોઢા ઉપરાંત બીજી ધાતુઓનું કામ પણ ઠીક થતું. સોના ચાંદીનાં અનેક પ્રકારનાં પાત્ર તથા ઘરેણાં બનતાં. પાત્રો માટે વધારે ભાગે તાંબુ વપરાતું. જાત જાતનાં રત્નો કાપીને સોનામાં મઢાતાં. કેટલાંક સુવર્ણપત્રો પર એવી બૌદ્ધ જાતકો અંકિત થઈ છે જેનાં કેટલાંક પત્ર પન્ના, માણિક આદિ રત્નોનાં બનેલાં છે અને પચ્ચીકારીની માફક લાગેલાં છે. રત્નો અને સ્ફટિકની મૂર્તિઓ પણ જોવામાં આવી છે અને એવી એક મૂર્તિ તો લગભગ ૧ ફૂટ ઉંચી મળી છે. પિપરાવાના સ્તૂપમાંથી સ્ફટિકનું બનેલું નાના મેઢાવાળું ગોળ સુંદર વાસણ મળ્યું છે જેનાં ઢાકણાં પર સ્ફટિકની સુંદર માછલી બનાવવામાં આવી છે. સુવર્ણથી બનેલી મૂર્તિઓ ઘણી છે પીતળ અથવા બીજી ધાતુની જાત જાતની વિશાળ મૂર્તિઓ હજુ સુધી ઘણાં મંદિરોમાં સ્થાપિત છે. આથી અનુમાન થાય છે કે ભારતમાં ખાણોમાંથી ધાતુ કાઢીને તેને સાફ કરવાની વિધિ પ્રચલિત હતી.

### કાચ આદિનો વ્યવસાય

ધાતુ ઉપરાંત કાચનો પણ ધંધો ઉત્તમ રીતે થતો હતો. પ્લિનીએ ભારતના કાચને સહુથી ઉત્તમ કહ્યો છે. બારીઓ તથા દરવાજા પર પણ કાચ લગાવવામાં આવતા. દર્પણો પણ બનતા. હાથીદાંત અને શંખની ચૂડીઓ પણ બનતી. તેના પર જાતજાતની કારીગરી થતી આ કામનાં ઓજાર ઘણા સૂક્ષ્મ હતાં. સ્ટેવરેનસ (Stavorinus)ના લખવા પ્રમાણે ભારતીય શિલ્પી એટલા નાના અને સૂક્ષ્મ ઓજારોથી કામ કરે છે કે યૂરોપીયન તેમની સફાઈ અને ચતુરાઈ પર આશ્ચર્ય પામે છે.×

### ગણ સંસ્થા

ઉદ્યોગ ધંધાનાં કામ મોટા મોટા પૈમાદારો દ્વારા ન થતાં. તે સમયે ગણ સંસ્થાનો (guilds) પ્રચાર હતો. દરેક ધંધાદારી પોતાનો

* એ૦ એન્ડ મિ૦ ઇન્ડિયા; ભા. ૨ પૃ. ૩૬૫
× સ્ટેવરનીસની યાત્રા; પૃ. ૪૧૨

સુવ્યવસ્થિત સમુદાય બનાવતો. ગણુના દરેક સભ્યે પોતાના સમુદાયના નિયમો પાળવા પડતા. ગણુ પતર્યની ઉત્પત્તિ અને વિક્રયનો પ્રબંધ કરતા. ગામ અને જીલ્લાની સભાઓમા તેમના પ્રતિનિધિ રહેતા, જે દેશના વ્યવસાય તરફ ધ્યાન રાખતા. રાજ્ય પણુ તેમના સંઘની સત્તા સ્વીકારતું. વ્યવસાયી ગણુ ઉપરાંત ખેડુતો અને વ્યાપારીઓના પણુ ગણુ હતા. ગૌતમ, મનુ અને બૃહસ્પતિ (૬૫૦ ઈ. સ.) સ્મૃતિઓમાં કૃષકોના સઘોનો ઉલ્લેખ છે. ભરવાડના સંઘનો પરિચય શિલાલેખોમાંથી મળી આવે છે. રાજેન્દ્ર ચોલ (૧૧ મી સદી)ના વખતે દક્ષિણુ ભારતના ગામના ભરવાડોના ગણુને ૯૦ ઘેટાં તેટલા માટે આપવામાં આવ્યાં હતાં કે તેઓ મંદિરના દીવા માટે રોજ ઘીનો દીવો કરે. એક શિલાલેખથી જણાય છે કે વિક્રમ ચોલના સમયમાં ૫૦૦ વ્યાપારિયોનો એક ગણુ હતો. આ ગણુપદ્ધતિ ઘણા વખતથી પ્રચલિત હતી બૌદ્ધ સાહિત્યમાં મોટા ગણોનાં વર્ણનો છે. ગુપ્ત કાલમા વ્યવસાયિઓના ઘણા ગણો હતા. ૪૬૫ ઈ. સ. માં ધાંચીઓના એક ગણુને મંદિરનો દીવો બાળવાનું કામ સોંપવામાં આવેલું. આ પ્રમાણે કૌનિક, ગાધિક, ધાન્યક આદિ લોકોના પણુ ગણો હતા. આ ગણો બેન્કનુ કામ પણુ કરતા. પ્રાયઃ ભારતવર્ષનો બધો વ્યાપાર અને વ્યવસાય આ ગણો દ્વારા થતો. *

## સિક્કા

અહીં સિક્કાઓ વિષે પણુ થોડા શબ્દ કહીએ. પહેલાં ભારતમાં વ્યાપાર દ્રવ્યવિનિમય (bartor) થી થતો. દુકાનદાર પણુ દ્રવ્ય વિનિમય કરીને ખરીદી કરતો. રાજ્ય તરફથી વેતનના રૂપમાં પણુ ઘણુાને અનાજ મળતું. સરકાર પણુ અનાજના રૂપમાં ભૂમિનો કર લેતી. આથી ભારતમાં સિક્કા થોડી માત્રાના બનતા. સિક્કાઓની વધારે જરૂર પણુ ન હતી દરેક રાજા પોતપોતાના નામના સિક્કા બનાવતો. સિક્કાઓ મોટે ભાગે સોના ચાંદી તથા તાંબાના બનતા.

* ધી. પો. ઇ. એન્ડ થી ઓફ ધી હિ. પૃ. ૪૦–૫૦

ઘણા પ્રાચીન કાળથી ભારતમા સિક્કા બનતા પણ તેના ઉપર લેખ અથવા રાજાનુ નામ ન લખાતા, કેવળ તેનુ તોલ નક્કી થતુ તેના પર માણસ, પશુ પક્ષી, સૂર્ય, ચદ્ર ધનુ બાણ સ્તૂપ બોધિદ્રુમ, સ્વસ્તિક, વજ્ર, નદી પર્વત વિગેરે ચિત્રો તથા બીજા ચિહ્નો અકાતા આવા સિક્કા સોના, ચાદી અને તાબાના થતા આ સિક્કાઓ રાજ્ય તરફથી બનતા કે વ્યાપારી અથવા ગણ તરફથી બનતા તે ન કહી શકાય

બધાથી પ્રાચીન લેખવાળા સિક્કા ઈ સ પૂર્વે ત્રીજી શતાબ્દીના માલવ જાતિના છે તેના પછી ગ્રીક શક, કુશન તથા ક્ષત્રપોના સિક્કા મળે છે આ સિક્કાઓ વધારે સારા અને લેખવાળા છે આવા સિક્કા સોના ચાદી અથવા તાબાના હોય છે પછીથી ગુપ્તકાળમા રાજાઓએ સિક્કા તરફ વધારે ધ્યાન આપ્યુ આથી જ તેમના ઘણા સિક્કાઓ મળી આવે છે સોનાના સિક્કા ગોળ અને લેખવાળા મળે છે અને તેમાના કેટલાક પર કવિતાબદ્ધ લેખ પણ મળે છે ચાદીના સિક્કામા ગુપ્તોએ પણ અસાવધાનીથી ક્ષત્રપોની નકલ કરી એક તરફ ક્ષત્રપો જેવુ શિર અને બીજી બાજુ તેમનો લેખ રહેતો ગુપ્તોના પછી છઠ્ઠી સદીમા હૂણોએ ઇરાનનો ખજાનો લૂટયો અને તેઓ ત્યાના સાસાનિયન રાજાઓના ચાદીના સિક્કા હિ મા લાવ્યા આ સિક્કાઓ રાજપૂતાના ગુજરાત, કાઠિયાવાડ માળવા આદિ ઠેકાણે ચાલવા લાગ્યા અને પાછળથી તેની નકલો ત્યા બનવા લાગી આથી કારીગરી અને આકારમા આવવાથી પરના રાજાના ચહેરાની આકૃતિ એવી બની ગઇ કે તેને ગધેડાની ખરી માનવા લાગ્યા, જેથી તે સિક્કા ગધિયા નામથી પ્રસિદ્ધ થયા સાતમી શતાબ્દીની આસપાસ આપણા રાજાઓનુ ધ્યાન અહીં ખેચાયુ જેથી રાજા હર્ષ, ગુહિલવશી પ્રતિહારવશી, તોમરવશી ગાહડવાળા નાગવશી, રાષ્ટ્રકૂટો, સોલકીઓ યાદવો યાધેય, ચોહાન, ઉભાડપુર, આદિના હિદુ રાજાઓના નામથી સોના ચાદી અને તાબાના કેટલાક સિક્કા પણ મળ્યા છે આ સિક્કના વિષયમા રાજાઓની અસાવધાની અને ઉપેક્ષા




જણાઈ આવે છે સોનામા મેળવણી કરનારને દડ દેવાનો ઉલ્લેખ સ્મૃતિઓમા મળે છે પણ રાજાની આજ્ઞા વિના સિક્કા બનાવનારને દડ દેવાનો ઉલ્લેખ નથી મળતો. કોઈવાર કોઈ રાજાની વિધવા રાણી પોતાના નામના સિક્કાઓ પ્રચલિત કરતી જે અજમેરના ચોહાન રાજા અજય દેવની રાણી સોમલદેવીના સિક્કાઓ ઉપરથી જણાય છે શરૂઆતમા મુસલમાનોએ અજમેરનુ રાજ્ય છીનવીને ત્યાના પ્રચલિત હિંદુ સિક્કાઓની નકલ કરી પણ પાછળથી પોતાના સ્વતંત્ર સિક્કા બનાવવા શરૂ કર્યા.

## ભારતવર્ષની આર્થિક સ્થિતિ

ભારતવર્ષ ખેતી, વ્યાપાર અને અમૂલ્ય ખાણોને લીધે ઘણો સમૃદ્ધ હતો તે વખતે ખાવા પીવાની બહુ ચિંતા ન હતી નાગરિક જીવનમા પણ પહેલા કહ્યા પ્રમાણે સમૃદ્ધિ હતી વ્યાપારમા નિર્યાત વધવાને લીધે ભારતની સંપત્તિ દિનપ્રતિદિન વધતી જતી હતી ભારતમા હીરા નીલમ મોતી અને પન્નાની પણ અછત ન હતી પ્રસિદ્ધ કોહીનુર પણ તે વખતે વિદ્યમાન હતો ચિનીઓએ ભારતને હીરા, મોતી જેવા કિંમતી પત્થરોની જનની અને મણિઓનો ઉપ[illegible] કહ્યો છે વસ્તુત ભારત આને માટે પ્રસિદ્ધ હતો સોનુ પણ ઘણી માત્રામા હતુ લોઢુ તાંબુ તથા સીસુ પણ ઘણુ નીકળતુ ચાંદી મોટે ભાગે બહારથી આવતી, તેથી મોંઘી રહેતી શરૂઆતમા સોનાનુ મૂલ્ય ચાંદીથી આઠગણુ હતુ, જે આપણા સમયના અંતમા વધતુ દસગણુ થઈ ગયુ

આ સમૃદ્ધિ આપણા સમયના અંતિમ કાલ સુધી વિદ્યમાન હતી સોમનાથના મંદિરમા સોના ને ચાંદીની અનેક રત્નજડિત મૂર્તિઓ હતી. એમજ ૨૦૦ મણ સોનાની સાંકળ હતી જેની સાથે ઘંટ બાંધેલા હતા મહમુદ ગઝની તે મંદિરમાથી એક કરોડ રૂપીઆથી વધારે મૂલ્યની સંપત્તિ લૂંટી ગયો તે જ પ્રમાણે તે મથુરા કનોજ પ્રભૃતિ સ્થાનોમાથી પણ અનંત ધનરાશિ લઈ ગયો જો ભારતની તત્કાલીન સંપત્તિની શોધ કરવી હોય તો ઉત્તર અને દક્ષિણ ભારતના તે સમયના બનેલા સેકડો

ભવ્ય મંદિરો જેવાં જોઈએ જેના કળશ મૂર્તિઓ અને સ્તંભો સોના ચાંદી અથવા રત્નજડિત હતા

---

## શિલ્પ

### સ્તૂપ

તક્ષણ કલા સંબંધી શિલ્પના ચાર વિભાગ કરી શકાય—**ગુફા, મંદિર, સ્તંભ, અને પ્રતિમા.** આપણે ત્યાં તક્ષણ કલાનો વિકાસ ખાસ કરીને ધાર્મિક ભાવોથી થયો છે બૌદ્ધ સ્તૂપ ચૈત્ય, અને વિહાર આદિ શિલ્પના પ્રાચીન સુરક્ષિત કાર્યો છે મહાત્મા બુદ્ધના નિર્વાણ પછી તેમનું શરીર બાળવામાં આવ્યું અને તેમની હડ્ડિઓ પર ભિન્ન ભિન્ન જાતિના લોકોએ સ્તૂપ બનાવ્યા આ સ્તૂપો બૌદ્ધોમાં ઘણાજ પૂજનીય ગણાયા પાછળથી ઘણી સુંદર કારિગરીના સ્તૂપો બન્યા સ્તૂપ મંદિર માફક પૂજનીય ગણાવાથી તેની ચારે તરફ સુંદર કારીગરીવાળા વિશાળ દ્વાર, તોરણ આદિ બનાવવામાં આવતા અને વાડથી ચારે તરફ અલંકૃત કરવામાં આવતું આવા સ્તૂપોમાં **સાંચી** અને ભરહુતના મુખ્ય છે, જે ઇ૦ સની બીજી તથા ત્રીજીની આસપાસના છે હજુ સુધી તેના પર બૌદ્ધધર્મના પૂજનીય ચિહ્નો—ધર્મચક્ર, બોધિવૃક્ષ, હાથી આદિ—તથા બુદ્ધના પૂર્વજન્મની ભિન્ન ભિન્ન કથાઓ ઘણી સુંદરતા સાથે પત્થરોમાં અંકિત થયેલી છે

### ગુફાઓ

આપણે ત્યાં પહાડોને કોરી કોરીને બનાવેલી બે પ્રકારની ભવ્ય ગુફાઓ—ચૈત્ય અને વિહાર—છે ચૈત્યની અંદર એક સ્તૂપ હોય છે અને જનસમાજને એકઠા કરવા માટે વિશાળ ભવન (Assembly Hall) હોય છે આવી ગુફાઓમાં કાર્લા આદિ ગુફાઓનો ઉલ્લેખ થઇ શકે વિહાર અથવા મઠમાં સાધુ ભિક્ષુકોને રહેવા માટે અલગ અલગ ઓરડા

બનાવવામા આવ્યા છે આવી ગુફાઓ ખાસ કરીને દક્ષિણમા મળી આવે છે, જેમા અજન્તા, ઇલોરા, કાર્લી, ભાજા, ઔરંગાબાદ, ઐડસા, મુખ્ય છે દક્ષિણ ઉપરાંત કાઠિયાવાડમા જુનાગઢની પાસે રાજપૂતાનામા ઝાલાવાડ રાજ્યમા કોલવી અને મધ્ય ભારતમા ધમણાર, બાઘ આદિમા આવા સ્થાન છે કાર્લી જેવી ભવ્ય ગુફાઓનુ અંતરંગ જોઇને દર્શક મુગ્ધ થયા વિના નથી રહેતો આવી ગુફાઓમા ઘણી બૌદ્ધ છે, કેટલીક જૈન છે અને થોડી વૈદિક છે એના ભાગની આપણા કરતા પૂર્વ કાળની છે પણ અજંટાની કેટલીક ગુફાઓ તથા કોલવી ધમણાર અને બાઘ આપણા સમયની શરૂઆતમા બની હતી આમાથી ઘણી ગુફાઓ ભારતીય તક્ષણ કલાના સર્વોત્તમ નમૂના છે અને તેની પ્રશંસા અનેક વિદ્વાનોએ મુક્તકંઠે કરી છે

## મંદિર

સાતમી સદીની આસપાસથી બારમી સદી સુધીના સેંકડો જૈન અને વૈદધર્મના મંદિરો હજુ સુધી પણ જેવી તેવી દશામા પણ જણાય છે દેશભેદના પ્રમાણે આ મંદિરોની શૈલીમા પણ ફેર છે કૃષ્ણા નદીના ઉત્તર ભાગથી આખા ઉત્તર ભારતના બીજા મંદિરો આર્યશૈલીના છે જૈનો અને બ્રાહ્મણોની રચનામા ઘણુ સામ્ય છે અંતર એટલુ જ કે જૈન મંદિરોમા સ્તંભો અને છતોમા જૈનોને લગતી કથાઓની મૂર્તિઓ છે અને બ્રાહ્મણના મંદિરમા તેમના ધર્મને અનુસરતી મોટે ભાગે જૈનોના મુખ્ય મંદિરોની ચારે બાજુ નાની નાની દેવકુલિકાઓ રહે છે, જેમા ભિન્ન ભિન્ન તીર્થંકરોની પ્રતિમાઓ હોય છે બ્રાહ્મણોના મુખ્ય મંદિરની સાથે ખૂણાઓમા નાના નાના ચાર મંદિરો હોય છે આવા મંદિરોને પંચાયતન મંદિરો કહે છે બ્રાહ્મણોના મંદિરોમા ખાસ કરીને ગર્ભગૃહ રહે છે જ્યા મૂર્તિ સ્થાપિત થાય છે અને તેની આગળ મંડપ જૈનોમા ક્યાં ક્યાં બે મંડપ અને એક વિસ્તૃત વેદી પણ હોય છે બન્ને શૈલીના મંદિરોમા ગર્ભગૃહના ઉપર શિખર અને તેના સર્વોચ્ચ ભાગ પર આમલક

નામનુ મોટુ ચક્ર હોય છે આમનકના ઉપર કળશ રહે છે અને ત્યા ધ્વજદડ પણ હોય છે

દ્રવિડ શૈલીના કેટલાક મદિરોમા જ્યા મુખ્ય મૂર્તિની સ્થાપના હોય છે તેના ઉપર ચતુરસ્ત્ર આકૃતિનો વિમાન નામનો ઘણા માળનો ઉચો મડપ હોય છે જેમ જેમ ઉચો થાય તેમ તેમ તેનો ઘેરાવો ઓછો અને સહુથી ઉપર નાનો થઇ જાય છે સાચી રીતે આ વિમાનનો ઉપરનો ભાગ ચતુરસ્ત્ર શકુ જેવી આકૃતિનો હોય છે આ વિમાનોને આર્યશૈલીના મદિરોના શિખરને ઠેકાણે સમજવા જોઇએ ગર્ભગૃહ આગળ મડપ અથવા અનેક સ્તભોવાળા વિસ્તૃત સ્થાન હોય છે અને મદિરના પ્રાગણના એક અથવા વધારે દ્વાર પર એક ઘણુ ઉચુ અનેક દેવી દેવતાઓની મૂર્તિવાળુ ગોપુર રહે છે જેને કોયન કહે છે ઉત્તર ભારતમા પુષ્કર, વૃદાવન જેવા સ્થાનોમા રગજી વિગેરેના નવા બનેલા મદિરો દ્રવિડ શૈલીના છે દક્ષિણના પૂર્વ અને પશ્ચિમના સોલકી રાજાઓના સમયમા બનેલા દેવમદિર મોટે ભાગે દ્રવિડ શૈલીના હોય છે, પણ તેમા થોડો ફેરફાર હોવાથી આધુનિક વિદ્વાનો તેનો પરિચય ચાલુક્ય શૈલીના નામથી કરાવે છે ગ્રિમ ભારતના કારિગરો પણ તેને બનાવવામા કામમા આવ્યા હતા જેથી તેની દ્રવિડ શૈલીમા ઉત્તર શૈલીનુ કેટલુક મિશ્રણ થઇ ગયુ છે આ શૈલીના મદિરો મુબઇ થઇને કાનડી પ્રદેશથી માંડીને નિઝામ અને મ્હૈસુરના રાજ્ય સુધી જ્યા ચલુક્યોનુ રાજ્ય હતુ, ત્યા ઠેકાણે ઠેકાણે મળી આવે છે નેપાલના શૈવ અને વૈષ્ણવમદિરો ઉત્તર ભારતની શૈલીના છે અને કેટલક મદિરો ચીની શૈલીની છતવાળા અને માળવાળા છે

આપણા સમયના ભિન્ન ભિન્ન શૈલીના સુદર મદિરો સેકડો સ્થાનો પર છે જેમાના કેટલાકનો ઉલ્લેખ નીચે કરવામા આવે છે

આર્ય શૈલીના બ્રાહ્મણોના મદિરો **ભુવનેશ્વર** (ઓરીસામા) **નાગદા અને બાડૌલી** (ઉદયપુર રાજ્યમા), **ચિત્તોડગઢ, ગ્વાલિયર,**

**ચંદ્રાવતી** (ઝાલાવાડ રાજ્યમાં) **ઓસિઓ** (જોધપુર રાજ્યમાં), **ચંદ્રાવતી, વર્માપુ** (શીરોહી રાજ્યમાં), **ખજુરાહો** (મધ્ય ભારતમાં) કનારક, લિંગરાજ (ઓરીસામાં), અનેક સ્થાનોમાં છે આ પ્રમાણે આબુ, ખજુરાહો, નાગદા, મુક્તગિરિ અને પાલીતાણાના જૈન મંદિરો ભારતીય શિખર કળાના ઉત્તમ નમૂના છે દ્રવિડ શૈલીના **મામલ્લપુર** (મહાબલિપુરમ્–ચિંગલીપટ જીલ્લામાં) **કાંઝીવરમ્** કાચી) ઇલોરા, તંજોર, બેલુર (મ્હૈસુરના હસન જીલ્લામાં) **બાદામી** બીજાપુર જીલ્લામાં શ્રીરંગમ્ (ત્રિચીનોપલી), અને શ્રવણબેલગોલા (હસન જીલ્લો) આદિ સ્થાનોમાં છે

આ મંદિરો શિલ્પની દૃષ્ટિથી કેવા ઉત્તમ છે તે નીચે લખેલા ઉદ્ધરણોથી સમજાશે

બાડોલીના મંદિરની પ્રશસા કરતા કર્નલ ટૉડ લખે છે 'તેની વિચિત્ર અને ભવ્ય રચનાનો ચોગ્ય ધ્યાન આપવો તે કલમની શક્તિની બહાર છે સાચેજ અહીં હુન્નરનો ખજાનો ખાલી કરી દેવામા આવ્યો છે તેના સ્તભ છત અને શિખરનો એક એક પત્થર નાના મંદિરનું દૃશ્ય ખડુ કરે છે પ્રત્યેક સ્તભ પર કોતરણીનું કામ એટલું સુન્દર અને બારીકીથી કરવામા આવ્યુ છે કે તેનું વર્ણન નથી થઇ શકતું"*

ભારતીય શિલ્પના મહાવિદ્વાન મિ ફર્ગ્યુસન લખે છે 'આબુના સંગેમરમરના બનેલા મંદિરોમા અત્યત પરિશ્રમ કરનારી હિંદુઓની ટાંકણીના કામથી દોરીના જેવી બારીકીની સાથે એવી મનોહર આકૃતિઓ બનાવવામા આવી છે કે તેની નકલ કાગળ પર કરવાને મારા ઘણા સમય અને પરિશ્રમ બાદ પણ સફળ ન થઇ શક્યો "+

હૈનેમિડના મંદિરો સબધી વિન્સેન્ટ સ્મિથ લખે છે 'આ મંદિરો ધૈર્યશીલ માનવજાતિનો અત્યત આશ્ચર્યજનક નમૂનો છે

* ટૉડ રાજસ્થાન આ ૩ । ૧૭૫૨-૫૩ (ઓ સસ્કરણ)
\+ પિક્ચર્સ ઇલસ્ટ્રેશન્સ ઑફ એન્શન્ટ આર્કિટેક્ચર ઇન હિંદુસ્તાન

આની સુંદર કારીગરી દેખતા દેખતા પણ આંખો તૃપ્ત નથી થતી"×
આ મંદિર વિષે ડૉ. મેકડોનલ્ડ [એમ. એ.] લખે છે "સમગ્ર-ભરમાં કદાચ આવું બીજું મંદિર નહિ હોય જેના બહારના ભાગમાં આવું અદ્દભુત ખોદકામ હોય નીચે ચારે બાજુ હાથીઓવાળી પંક્તિમાં બે હજાર હાથી બનાવવામાં આવ્યા છે, જેમાંથી એક પણ બીજાની આકૃતિને મળતી નથી "[1]

અત્યાર સુધીમાં નષ્ટ થયેલા મથુરાના પ્રાચીન મંદિરોના વિષે મહમુદ ગઝનવીએ ગઝનીના હાકીમને લખ્યું હતું કે અહીં અસંખ્ય મંદિરો ઉપરાંત ૧૦૦૦ મહેલો મુસલમાનની ઇમાનની માફક દૃઢ છે તેમાંના કેટલાક સંગેમરમરના છે જેને બનાવવામાં કરોડો દીનાર ખર્ચ થયા હશે આવી ઇમારતો ૨૦૦ વર્ષમાં પણ ન થઈ શકે [2]

સ્તંભ

**દિલ્હી સારનાથ પ્રયાગ**ના અશોકસ્તંભ ભારતીય શિલ્પના ઉપલબ્ધ સ્તંભોથી પ્રાચીન છે આ બૃહત્કાય સ્તંભો એક જ પત્થરમાંથી કોતરેલા છે અને તેના પર પોલિશ એવું સુંદર થયેલું છે કે આજ સુધી વધારે ભાગે તે રહેલું છે અને હાલમાં આવા પાષાણો પર આવું સુંદર પોલીશ થવું અસંભવ છે આ સ્તંભોના ઉપર સુંદર કારીગરીવાળા ટોડા ચડવામાં આવ્યા હતા તેના અગ્ર ભાગમાં કોઈ વાર એક અથવા ચાર સિંહ બનાવવામાં આવ્યા હતા આવા બે ત્રણ ટોડાઓ હાલમાં મળી આવેલા છે જે તે વખતની કલાની સાક્ષી પૂરે છે અશોકના પછી બેસનગરનો પ્રસિદ્ધ સ્તંભ મહરોલી (દિલ્હીથી ૩ માઈલ દૂર) વાળો લોહસ્તંભ, અને બીજા ઘણા સ્તંભો આપણા સમયની પૂર્વેના છે આપણા સમયના સ્તંભોમાં રાજા યશોધર્મનના

× હિ ઓફ ફા આર્ટ ઇન ઇ, પૃ ૪૨
૧ ઇન્ડિઆઝ પાસ્ટ, પૃ ૮૩
૨ બ્રિગ, ફિરિશ્તા, આ ૧ પૃ. ૫૮-૫૯

મંદસોરની પાસે આવેલા સોંદનીગામના બે વિશાળ સ્થંભો છે, જે રાજાના વિજયસ્મારક છે. આ વિશાળ સ્તંભ એકજ પત્થરમાંથી તોડેલા નથી, પણ અલગ-અલગ વિભાગોના બનેલા છે, અને એકબીજા ઉપર રાખેલા છે હાલમાં તે ઉભા નથી, પણ પડી ગયેલા છે. યશોધર્મના સ્તંભો ઉપરાંત ભિન્નભિન્ન સ્થાનો પર ઘણા મંદિરોની આગળ ઉભા કરેલા અથવા મંદિરોમા રહેલા ભિન્ન ભિન્ન શૈલીના હજારો સ્તંભો અને તોરણો છે, જેની કારીગરીનું અનુમાન પ્રત્યક્ષ જોવાથી જ થઈ શકે

મૂર્તિઓ

મોટી મોટી મૂર્તિઓનુ પ્રાચીન પ્રમાણ कौटलीय 'अर्थ-शास्त्र'મા મળે છે પણ મળેલી મૂર્તિઓમા બધાથી પ્રાચીન 'યુસફ્જઇ' અથવા ગાંધારથી મળેલી બુદ્ધની ભિન્ન ભિન્ન કદની મૂર્તિઓ અને મથુરાના કંકાલી ટીલાવાળી જૈન મૂર્તિઓ અને રાજા કનિષ્કની મૂર્તિઓ છે આ બધી ઈ સ ની ૧લી સદીની આસપાસની છે. હિંદુઓના ભાગવત સંપ્રદાયના વિષ્ણુમંદિરો ઇ સ પૂર્વેની બીજી શતાબ્દીમા જાણીતા હતા તે બેસનગર તથા નગરીના શિલાલેખોથી નિશ્ચિત થાય છે બેસનગર (વિદિશા)ના વિશાળ સ્તંભના શિલાલેખથી જણાય છે કે "રાજા એંટિયોકિલડિસના સમયમા તક્ષશિલા (પંજાબ) નગરના રહેનારા દિય (Dion)ના પુત્ર હેલિયોદોરે (Helidors) (જે ભાગવત હતો), દેવતાઓના દેવતા વાસુદેવ (વિષ્ણુ)નો આ 'ગરૂડધ્વજ' બનાવ્યો" અશ્વમેધ યજ્ઞ કરનાર પારાશરી પુત્ર સર્વતાતે નારાયણવાટ નામના સ્થાન પર ભગવાન સંકર્ષણ અને વાસુદેવની પૂજાને માટે શિલાનો પ્રાકાર બનાવ્યો· એવુ ઇ૦ સ૦ પૂર્વની બીજી શતાબ્દીમાં નગરીના અપૂર્ણ શિલાલેખમા મળી આવે છે બૌદ્ધોમા મૂર્તિપૂજાનો પ્રચાર મહાયાન સંપ્રદાયની સાથે ઇ સ ની ૧લી શતાબ્દીની આસપાસ શરૂ થયો લાગે છે, પણ મૂર્તિપૂજાના ઉપરના બે ઉદાહરણ ઈ સ ની પૂર્વના છે આ પ્રમાણે આપણા સમયની સાથે સંબંધ ન ધરાવતી ઈ.સ.

૭મીસદી સુધીની મૂર્તિઓ મળે છે આપણા સમયની હજારો હિંદુ અને જૈન મૂર્તિઓ મળે છે અને કલકત્તા, લખનૌ, પેશાવર અજમેર, મદ્રાસ મુબઇ આદિના મ્યુઝીયમોમા તથા સ્થાન સ્થાનના મદિરોમા મળી આવે છે આવી ઘણા ગણધરોની અને ધર્માચાર્યોની મૂર્તિઓ પણ મળી આવે છે અસલ ભાવપૂર્ણ અને સુન્દર કારીગરીને જોઇને ઘણી મૂર્તિઓની વિદ્વાનોએ મુક્તકંઠે પ્રશસા કરી છે પણ આ વાત નક્કી છે કે ઇ સ ની ૧૨ મી સદીના ઉત્તરાર્ધ પછી પાષાણના શિલ્પમા ધીરે ધીરે હ્રાસ થતો ગયો અને ધડવાનુ કામ પહેલા જેવુ ન થયુ

મિ૦ હેવેલ લખે છે ' કોઇ પણ જાતિના શિલ્પનુ બરાબર અનુમાન કરવામા તે જાતિએ બીજાઓની પાસેથી શુ લીધુ તે જાણવા કરતા, બીજી જાતિઓને તેણે શુ આપ્યુ તે જાણવુ વધારે જરૂરી છે આ દૃષ્ટિથી જોતા ભારતીય શિલ્પનુ સ્થાન યુરોપ અને એશિયાની બધી શૈલીઓમા સર્વોચ્ચ છે પુરાતત્ત્વાન્વેષણની દૃષ્ટિથી કહી શકાય કે શિલ્પની કોઇ પણ શૈલી એવી નથી કે જે સર્વથા સ્વદેશી હોય અને એવી પણ નથી જેમા બીજાઓ પાસેથી કાઇ શીખવાની જરૂરીયાત ન પડી હોય ગ્રીસ અને ઈટલી પણ અપવાદ નથી ભારતીઓએ જેટલુ બહારથી લીધુ છે તેના કરતા સો ઘણુ શીખવાડયુ છે"*

મિ૦ ગ્રિફિથ કહે છે ગુફાઓનો ઘણા વખત સુધી અભ્યાસ કરીને મે એમ નથી માન્યુ કે કારીગરે કોઇ પણ પત્થર આવશ્યકતાથી વધારે વડ્યો હોય '×

પ્રો૦ હીરન લખે છે "ચતુરસ્ર સ્તભોની ઘડાઇના કામમા અને સ્ત્રીની આકૃતિવાળા સ્તભો બનાવવામા હિંદુ લોકો ગ્રીસ અથવા

---

* હેવેલ 'ઇ૦ સ૦ એન્ડ પે૦ પૃ ૧૬૮

× ધી પેઇન્ટીંગ્સ ઇન ધી બુદ્ધિસ્ટ કેવ ટેમ્પલ્સ ઓફ અજટા

મિસ્રવાળાથી ઘણી રીતે ચઢતા છે. "+ હેવલે પણ લખ્યું છે. " ભારતીય શિલ્પની મૂર્તિમાં જે ગંભીર તથા આંતરિક ભાવ દેખાય છે તે ગ્રીસમાં નથી મળતા. "૧

## વાસ્તુવિદ્યાની ઉન્નતિ

આપણા સમયમાં વાસ્તુવિદ્યાનો વિકાસ ઘણો થઇ ચૂક્યો હતો. આ વિષે ઘણા ગ્રંથો મળી આવે છે. થોડા જ સમય પૂર્વે રાજા **ભોજનો 'समरांगणसूत्रधार'** નામનો મહત્ત્વપૂર્ણ ગ્રંથ પ્રકાશિત થયો છે. આ પુસ્તકથી જણાય છે કે આપણા સમય સુધી આશ્ચર્યજનક વૈજ્ઞાનિક ઉન્નતિ થઇ ચૂકી હતી. આ ગ્રંથમાં નગર, દુર્ગ આદિને માટે યોગ્ય ભૂમિનાં વર્ણન, શહેર વસાવવાં, તેની ચારે બાજુ ખાઇ બનાવવી, રાજાઓના અનેક પ્રકારના મહેલ, ઉદ્યાન તથા મૂર્તિઓ બનાવવાનાં વિસ્તૃત અને મહત્ત્વપૂર્ણ વર્ણનો છે.

## વૈજ્ઞાનિક ઉન્નતિ :

ઉક્ત પુસ્તકનો ૩૧મો અધ્યાય-**यंत्राध्याय**-ઘણો જ મહત્ત્વનો છે. તેમાં અનેક પ્રકારનાં યંત્રોનાં વર્ણનો છે. તેમાંથી કેટલાંકનો ઉલ્લેખ નીચે કરીયે છીયે:

યંત્રોદ્વારા સૂર્યની પ્રદક્ષિણા અને ગ્રહોની ગતિ બનાવી શકાય. કૃત્રિમ પુરુષ યંત્રદ્વારા પરસ્પર લડતા, ચાલતા અને વાંસળી વગાડતા. પક્ષીઓના અવાજ જેવો અવાજ કરનારાં લાકડાનાં પક્ષીઓ અને કંકણો તથા કુંડળો બનાવવાનો ઉલ્લેખ પણ છે. લાકડાથી એવાં માણસો બનાવી શકાય કે જે ગુપ્ત રીતે સૂત્ર દ્વારા નાચે, પરસ્પર લડે અને ચોરોને મારે. ભિન્ન ભિન્ન પ્રકારના સુંદર ફુવારા બનાવીને ધારાગૃહોમાં રાખી શકાય. એક એવી સ્ત્રી બનાવાય કે જેનાં સ્તનો,

+ હરવિલાસ સારડા : હિ. સુ. પૃ. ૩૪૩.

૧ હેવલ : ઇ. સ. એન્ડ પે૦; પૃ. ૧૪૪.

નાલિ, આંખો તથા નખોમાંથી જલધારાઓ વહે. યંત્રોથી શતઘ્ની અને ઉષ્ટ્રગ્રીવ આદિ દુર્ગરક્ષક અસ્ત્ર ચલાવી શકાય. કૃત્રિમ ઝરણાં બાગોમાં બનાવવાં, એક માળથી બીજા માળ પર જવા માટે હાલના 'લીફ્ટ' જેવા યંત્રનું વર્ણન પણ છે. દીવાની એવી પુતળી બનાવાય જે દીવામાં તેલ ઘટવા બાદ તેમાં તેલ નાખે અને તાલમાં નાચે. એક એવો હાથી બનાવાય જે પાણી પીતો જાય પણ પાણી કયાં જાય છે તેની ખબર ન પડે. આવાં ઘણાં અદ્‌ભુત વર્ણનો મળે છે. પણ બધાથી આશ્ચર્યકારક અને મહત્વવાળી વાત એ છે કે આકાશમાં ઉડવાવાળા 'વિમાન'નું વર્ણન પણ છે. તેમાં વિમાનના વિષયમાં લખ્યું છે કે મહાવિહગ નામના લાકડાનું વિમાન બનાવવું, તેમાં રસયંત્ર રાખવું, તેની નીચે આગથી ભરેલું જ્વલનાધાર હોય. તેમાં બેઠેલો માણસ પારાની શક્તિથી આકાશમાં ઉડે છે. આ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે ૧૧ મી સદીમાં આ યંત્રો બનાવવાનું જાણીતું હતુ, પણ સામાન્યમા તેનો પ્રચાર નહતો. આટલું વર્ણન કરીને ગ્રંથકર્તા લખે છે કે અમને ઘણાં બીજાં યંત્રો બનાવતા આવડે છે, પણ તે બનાવવું ફલપ્રદ નથી. માટે તેનુ વર્ણન નથી લખતા. આ ગ્રંથની તે વખતની વૈજ્ઞાનિક સ્થિતિ તથા શિલ્પ સાહિત્ય પર ઘણો પ્રકાશ પડે છે. આ વિષયનાં ઘણાં પુસ્તકોનો નિર્દેશ વાર્તાના પ્રસંગમાં કર્યો છે.

---

## ચિત્રકલા

### ગુફાઓનાં ચિત્ર

ભારતવર્ષ જેવા ઉષ્ણપ્રધાન દેશમાં કાગળ અથવા કપડાં પર બનાવેલાં ચિત્રો વધારે સમય ન રહી શકે, તેથી ઈ૦ સ૦ ૧૨૦૦ સુધીનાં આવાં ચિત્રો અહીં નથી મળતાં. કેટલાંક પુસ્તકોમાં વિષયસૂચક સુંદર ચિત્રો મળે છે, પણ તે બધાં આપણાં કાળ પછીનાં છે. ઉક્ત કાળનાં ચિત્રો ફક્ત પહાડોને ખોદીને બનાવેલી ગુફાઓની દિવાલ પર

મળી આવે છે. ફક્ત આજ ઉક્ત કાળ અને તે પહેલાંની ચિત્રકલાનાં ચિહ્ન માત્ર છે. આવી ચાર ગુફાઓ મળી આવે છે, જેમાં ચિત્રકલાની દષ્ટિથી અજંટાની ગુફાઓ વધારે મહત્વની છે. આ ગુફાઓ હૈદ્રાબાદ રાજ્યના ઔરંગાબાદ જીલ્લાના અજંટા ગામની પશ્ચિમોત્તર દિશામાં ચાર માઇલ દૂર આવેલી પર્વતશ્રેણીમાં ખોદેલી છે. આમાં ૨૪ વિહાર અને ૫ ચૈત્ય છે. આમાંથી ૧૩માં દીવાલો, છતો, તથા સ્તંભો પર આલેખેલાં ચિત્રો મળી આવે છે. ચિત્ર દોર્યા પહેલાં પહાડની દિવાલપર એક પ્રકારનું પ્લાસ્તર લગાવીને ચૂના જેવા કોઈ પદાર્થને ઘૂંટવામાં આવ્યો છે, અને તેના ઉપર ચિત્રો દોર્યાં છે. આ બધી ગુફાઓ એક સમયમાં જ ઘડાઈ નથી, પણ ચોથી શતાબ્દીથી સાતમી શતાબ્દી સુધીમાં સમયે સમયે બનાવેલી છે. તેનાં ચિત્રો વિષે પણ આજ સમજવું. ઘણાં ચિત્રો આપણા સમયના પૂર્વકાળનાં હોવાથી તે સમયનો ખ્યાલ આવે છે. વધારે ભાગનાં ચિત્રો આપણા સમયનાં અથવા તો તેની પાસેના પહેલા કાળમાં બનેલાં છે. આ ચિત્રોથી આપણા કાળનો પરિચય મળે છે. તેમાં ગૌતમ બુદ્ધની જીવનઘટનાઓ, માતૃપોષક જાતક, વિશ્વાંતર જાતક, ષડ્દંત જાતક, રુરુ જાતક અને મહાહંસ જાતક આદ ૧૨ જાતકોમાં વર્ણિત ગૌતમની પૂર્વજન્મની કથાઓ, ધાર્મિક ઇતિહાસ તથા યુદ્ધનાં દશ્યો અને રાજકીય તથા લૌકિક ચિત્રો પણ છે. એ પ્રમાણે બાગ, જંગલો, રથો, રાજદરબારો, ઘોડા, હાથી, હરણાં, હંસ, કમળનાં અનેક ચિત્રો છે. આ બધાથી દેખનારની આંખ આગળ એક એવા નાટકનું દશ્ય ઉપસ્થિત થાય છે, જેમાં જંગલો, શહેરો, બગીચાઓ અને રાજમહેલોમાં રાજા, વીરપુરુષો તપસ્વી પ્રત્યેક સ્થિતિનાં સ્ત્રી પુરુષ અને સ્વર્ગીય દૂત, ગંધર્વ અપ્સરા અને કિન્નર આદિ પાત્રો સમાન છે. આવાં સેંકડો ચિત્રોમાંથી એક ચિત્રનો પરિચય આપવામાં આવે છે, કારણ કે તેથી કેટલાંક ચિત્રોનો કાલનિર્ણય થઇ શકે. **તબરી** નામનો ઐતિહાસિક પોતાના પુસ્તકમાં લખે છે કે ઇરાનના બાદશાહ ખુસરો (બીજા)ના સન્ જુલૂસ (રાજ્યવર્ષ)

છત્રીસમા (ઈ સ ૬૨૬) તેમનો એલચી રાજા પુલકેશીની પાસે પત્ર અને ઉપહાર લઇને ગયો, અને પુલકેશીનો એલચી પત્ર અને ઉપહાર લઇને તેની પાસે પહોચ્યો હતો તે સમયના દરબારનુ ચિત્ર એક ગુફાની દીવાલ પર દોરેલુ છે

રાજા ગાદીવાળા સિંહાસન પર લબગોળ આકૃતિવાળા તકીયાને ઓઠીંગીને બેઠો છે આસપાસ ચમરી અને પખો નાખનારી સ્ત્રીયો છે કેટલાક પરિચારક સ્ત્રી પુરુષોમાથી કેટલાક ઉભા છે, કેટલાક બેઠા છે રાજાની સામે ડાબી બાજુ નણ પુરુષો અને એક છોકરો સુદર મોતીના આભૂષણ પહેરીને બેઠા છે રાજા પોતાનો જમણો હાથ ઉચો કરી ઇરાનીને કાઈ કહે છે તેના (રાજાના) શિર પર મુકુટ, ગળામા મોટા મોટા મોતી અને માણેકની એક કડી અને તેની નીચે સુદર જડેલો કઠ છે બન્ને હાથમા ભુજબધ અને કડા છે યજ્ઞોપવીતના સ્થાન પર પાચવડી મોતિયોની માળા છે, જેમા પ્રવર (ગ્રથિ)ના ઠેકાણે પાચ મોટા મોતી છે અને કમરમા રત્નજડિત મેખલા છે પોશાકમા અર્ધી જાગ સુધી (કચ્છ) અને બાકી આખુ શરીર ખુ'લુ છે દક્ષિણી લોક જેવો સમેટીને દુપટ્ટો ગળામા નાખે છે, તે પ્રમાણે મમેરનો કેવળ એક દુપટ્ટો કાધ ઉપરથી તળીયા ઉપર પડયો છે અને તેની કીનારીઓ ગાદીની આગળ દેખાય છે તેમનુ શરીર પ્રચડ પુષ્ટ અને ગૌરવર્ણ છે દરબારમા જેટલા હિંદુસ્તાની માણસો છે તેમના શરીર ઉપર અડધી જાધા સુધી કચ્છ સિવાય બીજુ વસ્ત્ર નથી, અને કોઇને દાઢી મુછ પણ નથી કમરથી માડીને અડધી જાઘ અથવા થોડે નીચે સુધીનો સ્રીના શરીરનો ભાગ વસ્ત્રથી ઢકાયેલો છે, અને કોઇ કોઇના સ્તનો પર પટ્ટી બાધેલી છે બાકીનુ શરીર ખુલ્લુ છે અહિંના પ્રાચીન ચિત્રોમા સ્રીઓના સ્તન મોટે ભાગે ખુલ્લા જોવામા આવે છે, અથવા કોઇવાર પટ્ટીથી બાધેલા જોવામા આવે છે પટ્ટીઓ બાધવાનો રીવાજ પ્રાચીન છે શ્રીમદ્ ભાગવતમા પણ તેનુ વર્ણન છે —

तदंगसंगप्रमुदाकुलेन्द्रियाः केशान्दुकूलं कुचपट्टिकां वा।
नांज प्रतिव्योढुमलं व्रजस्त्रियो विस्रस्तमालाभरणा कुरूद्वह॥

(दशमस्कन्ध ३३।१८)

રાજા તરફ દૃષ્ટિ કરતો, હાથમા લીધેલી સોનાની છડીઓની લગાર તરફ નજર કરતો ઈરાની એલચી ઉભો છે રાજા તેને કાંઇ કહે છે તેની પાછળ બીજો ઈરાની કાંઇ શીશી જેવું લઈને ઉભો છે, તેની પાછળ ત્રીજો ઈરાની ઉપહારની ચીજોથી ભરેલી હોડી ધરી રહ્યો છે તેની પાછળ પીઠ ફેરવીને ઉભેલો ચોથો ઈરાની બહારથી હાથમા કાંઇ ચીજ લઈને દરવાજામા આવતા એક બીજા ઈરાનીની તરફ જોઈ રહ્યો છે અને તેની પાસે કમરમા તલવાર લટકાવીને એક બીજો ઈરાની ઉભો છે અને દરવાજાની બહાર ઈરાનીઓની સાથે બીજા પુરુષો અને ઘોડા ઉભા રહ્યા છે ઈરાનીઓ અને હિંદુસ્તાનીઓના પોશાકમા રાત દિવસ જેટલો ફેર છે, જ્યારે હિંદુસ્તાનીઓનું લગભગ આખું શરીર ખુલ્લું છે ત્યારે તેમનું તદ્દન ઢાંક્યું છે તેમના શિર પર ઉંચી ઈરાની ટોપી કમર સુધી અંગરખું, ચુસ્ત પાયજામો, અને કેટલાકના પગમા મોજા પણ છે અને બધાને દાઢી-મુછ છે ઈરાની એલચીના ગળામા મોટા મોટા મોતીઓની એક લટકતી પાનદાર કંઠી, કાનોમા લટકતા મોતીના ભૂષણ અને કમરમા મોતીની જડેલી કમરપેટી છે બીજા કોઇ ઈરાનીના શરીર પર અલંકાર નથી દરબારમા બધી જગાએ ભોંયતળીયા પર પુષ્પ વિખેરાયેલા છે રાજાના સિંહાસનની સામે પીકદાનની પડી છે અને ગાદી પર ઢાંકણાવાળા પાનદાનના પાનો છે '+ આ ચિત્રથી અનુમાન થાય છે કે આ ઈ સ ૬૨૬ની પછી બનેલું હશે

+ ધી પેન્ટીંગ્સ ઓફ અજન્ટા—ગ્રીફિથ રચિત પ્લેટ ન. ૫

અજન્ટાનાં ચિત્રો ચિત્રકળાના પ્રવીણ આચાર્યોના હાથથી દોરાયેલાં છે. તેમાં અનેક પ્રકારનાં અંગવિન્યાસ, મુખમુદ્રા, લાવણ્યભંગી અને અંગ પ્રભંગની સુંદરતા, નાના પ્રકારના કેશપાશ, વસ્ત્રાભરણ ચહેરાના રંગ રૂપ આદિનાં ચિત્રો ઘણાં સુંદર છે. આ પ્રમાણે પશુ, પક્ષી, પત્ર પુષ્પનાં ચિત્રો પણ ઘણાં સુંદર છે. ઘણાં ચિત્રો એવાં સુંદર છે કે તેમાં ચિતરાયેલાં સ્ત્રી પુરુષોની માનસિક દશાનું પ્રત્યક્ષ દિગ્દર્શન થાય છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં રંગના મિશ્રણમા કમાલ કરી છે. ચિત્રકામ એટલું પ્રશસ્ત અને નિયમિત છે કે પ્રકૃતિ અને સૌંદર્યને પૂર્ણ રૂપથી સમજનાર સિવાય બીજો કોઇ તેને દોરી ન શકે. આ બધી વસ્તુઓ જોઇને ચિત્રકલાના આધુનિક મોટા મોટા વિદ્વાનો પણ તેની મુકતકંઠે પ્રશંસા કરે છે. મિ. ગ્રિફિથે મૃત્યુશય્યાપર પડેલી રાણીના ચિત્રની પ્રશંસા કરતાં કહ્યું છે કે : કરુણ રસ અથવા તેનો ભાવ બરાબર દેખાડવામાં ચિત્રકલાના ઇતિહાસમાં આનાથી સારૂં કોઇ ચિત્ર નથી મળતું. ફલોરેન્સના ચિત્રકારો ગમે તેટલું સારૂં આલેખન કરી શકે અને વેનીસવાળા સારા રંગો પણ ભરી શકે પણ તેમાથી કોઇ પણ આનાથી વધારે સારા ભાવ પ્રદર્શિત ન કરી શકે. ચિત્રનો ભાવ આ પ્રમાણે છે :

ઝુકેલું માથું, અર્ધખુલ્લી આંખો, અને શિથિલ અંગ પ્રત્યંગની સાથે રાણી મૃત્યુશય્યા પર બેઠી છે. તેની એક દાસી ધીરે હાથથી તેને સહાય કરતી ઉભી છે, અને એક બીજી ચિંતાતુર દાસી જાણે નાડી દેખાડતી હોય તે પ્રમાણે હાથ ઝાલ્યો છે. તેની મુખમુદ્રાથી તે ઘણી વ્યગ્ર હોય તેમ લાગે છે. જાણે તે વિચારી રહી હોય કે મારી સ્વામિનીનું પ્રાણપંખી કેટલું જલદી ઉડી જવાનું છે. બીજી એક દાસી પંખો લઇને ઉભી છે. અને બે પુરુષો ડાબી તરફથી તેની સામે જોઇ રહ્યા છે. તેમના ચહેરાપર ગંભીર ઉદાસીનતા છવાયેલી છે. નીચે ભૂમિપર તેમનાં સબંધી બેઠાં છે, જેઓ તેના જીવનની આશા છોડીને શોકાકુલ થઇ રહ્યાં છે. એક બીજી સ્ત્રી પોતાનું મુખ ઢાંકીને રડી રહી છે.

આ ચિત્રોનું સમાધાનપૂર્ણ કલાકૌશલ્ય જોઇને ઘણા ચિત્રના મર્મજ્ઞોએ તેમની નકલ કરી છે અને તેના પર ઘણા પુસ્તકો પણ લખ્યા છે

અજંટાની ગુફાઓમાં દોરાયેલા જાતકો જોવાથી પ્રતીત થાય છે કે તેના ચિત્રકોએ અમરાવતી, સાંચી અને ભરહુતના સ્તૂપોની શિલાઓ પર અંકાયેલા જાતકોના તથા ગાંધારશૈલીની તક્ષણકલા (Sculpture)ના નમુના સૂક્ષ્મતાથી જોયા હશે, કારણકે આ બન્નેમાં કેટલુંક સામ્ય છે

આ પ્રમાણે ગ્વાલીયર રાજ્યના અમઝેરા જીલ્લાના બાઘ ગામની પર્વતની ગુફાઓમાં પણ ઘણા રંગીન ચિત્રો છે, જે ઈ સ ની છઠ્ઠી તથા સાતમી શતાબ્દીમાં કરાયા હશે આ પણ અજંટાની માફક સુંદર ભાવપૂર્ણ, અને ચિત્રકલાના ઉત્તમ નમુનાઓ છે આ ચિત્રોની નકલો પણ કરવામાં આવી છે અને તેને માટે પણ એક ગ્રંથ લખવામાં આવ્યો છે લંડનના 'ટાઇમ્સ' પત્રમાં સમાલોચના કરતાં લખવામાં આવ્યું છે કે યૂરોપના ચિત્રો ઉત્તમતામાં આની હરિફાઇ ન કરી શકે 'ડેલી ટેલીગ્રાફ'ના પ્રમાણે કલાની દૃષ્ટિથી આ ચિત્રો એટલા ઉત્કૃષ્ટ છે કે તેમની પ્રશંસા નથી કરી શકાતી તેમનો રંગ પણ ઘણો ઉત્તમ છે જીવન અને ચેષ્ટાના ભાવપ્રદર્શનમાં આ ચિત્રો અપૂર્વ છે અને કેવળ ચિત્તાકર્ષક સંસ્કૃતિ ઉપરાંત એક સત્ય અને વિશ્વવ્યાપી પ્રભાવ પ્રદર્શિત કરે છે

કેટલાક સમય પહેલાં સિત્તન્નવાસલમાં [જે કૃષ્ણા નદીના દક્ષિણના કિનારા પર પદ્દુકોટાથી પશ્ચિમોત્તરમાં નવ માઇલ પર છે] પહાડો તોડીને બનાવેલા મંદિરમાં પણ આવા ચિત્રો મળી આવ્યા છે આ ચિત્રો સહુથી પ્રથમ ટી એ ગોપીનાથ રાવે દેખ્યા એવું અનુમાન કરવામાં આવે છે કે આ ચિત્રો પલ્લવ નામક મહેંદ્રવર્મા [પ્રથમ]ના સમયમાં [૭ મી સદીની શરૂઆતમાં] બનાવ્યા હોય આ ચિત્રો મંદિરની અંદરની છતો, સ્તંભો અને તેમના ઉપલા ભાગમાં દોરાયેલા

છે. અહીંનું મુખ્ય ચિત્ર ઓસરીની પ્રાયઃ આખી છતને ઘેરાયેલું છે. આ ચિત્રમાં કમલોથી ભરેલું એક સરોવર બનાવ્યું છે. પુષ્પોની મધ્યમાં માછલીઓ, હંસ, ભેંસો, હાથી અને હાથમાં કમળવાળા ત્રણ સાધુઓ દેખાય છે. આ સાધુઓના અંગવિન્યાસ, તેમનો રંગ અને ચહેરાની મધુરતા ઘણીજ આનંદપ્રદ છે. સ્તંભોપર નાચતી સ્ત્રીઓનાં પણ ચિત્રો છે. આ મંદિરમાં અર્ધનારીશ્વર, ગંધર્વો તથા અપ્સરાઓનાં પણ ચિત્રો છે. અર્ધનારીશ્વરે જટામુકુટ અને કુંડલ પહેરેલાં છે. તેમની આંખોમાંથી દિવ્ય મહત્તાની ઉંડી સૂચના પ્રકટ થાય છે. આ ચિત્રોમાંથી કેટલાકનો રંગ ફીક્કો પડી ગયો છે, છતા પણ ચિત્રોની ઉત્તમતાનો પરિચય ઠીક ઠીક થઇ શકે છે. આ ચિત્રમાંનાં કેટલાંક પ્રકાશિત થયાં છે.

મધ્ય પ્રદેશના સરગુજ રાજ્યમાં લક્ષ્મણપુર ગામથી ૧૨ માઈલ પશ્ચિમમાં રામગઢ પહાડી પર ખોદાયેલી 'જોગીમારા' ગુફાની પણ છત પર રંગીન ચિત્રો છે, જે આપણા સમયનાં માનવામાં આવે છે.

આ ચાર સ્થાનોમાં જે ભારતીય પ્રાચીન ચિત્રો મળે છે તેજ આપણા સમયના તથા તેનાથી કેટલાક પૂર્વેની આપણી ચિત્રકલાના બચેલા સર્વોત્કૃષ્ટ નમુના છે. આશ્ચર્યની વાત છે કે આવા ઉષ્ણતાવાળા દેશમાં બારસો તથા તેરસો વર્ષો સુધી બગડતાં બગડતાં પણ કોઇપણ રીતે ઠીક હાલતમા રહ્યા છે અને આથી ભારતની પ્રાચીન ઉન્નત ચિત્રકલાની ઉત્તમતાનું અનુમાન થાય છે.

## ભારતીય શિલ્પકલાનો બીજા દેશો પર પ્રભાવ

આ સમય પછી લગભગ ૬૦૦ વર્ષો સુધી ભારતીય ચિત્રકલાનો ઇતિહાસ અંધકારમાંજ છે, કારણકે તે વખતનાં ચિત્રો નથી મળતાં. પણ ચીની તુર્કિસ્તાનના ખોતાન પ્રદેશ, દનદનયૂલિક અને મીરન સ્થાનોની દીવાલો, કાષ્ઠ ફલકો તથા રેશમ આદિ પર અંકાયેલાં જે ચિત્રો મળી આવે છે, તે ચોથીથી અગીઆરમી શતાબ્દી સુધીની

આસપાસના ગણાય છે તેના પર ભારતીય ચિત્રકળાનો સ્પષ્ટ પ્રભાવ જણાય છે જેમ વળી આ ભારતીય સભ્યતા ફેલાઈ હતી, તેમ મધ્ય એશિયામાં તુર્કસ્તાન અને તેનાથી પણ આગળ સુધી ભારતીય સભ્યતાનો વિસ્તાર થયો હતો અને ભિન્ન ભિન્ન ભારતીય શાસ્ત્રો તથા કળાઓનો પ્રચાર ત્યાં થઈ ગયો હતો

## ભારતીય ચિત્રકલાની વિશેષતા

ભારતીય ચિત્રકળા યુરોપની માફક રૂપપ્રધાન નથી પણ ભાવ પ્રધાન છે યુરોપવાળા જેટલું ખાસ ધ્યાન આપણા ચિત્રકારો બહારના અંગની સૂક્ષ્મતા તથા સુંદરતા પર નથી આપતા તેઓ આતરિક અને માનસિક ભાવો પ્રદર્શિત કરવામાં જ પોતાના પ્રયત્નોની સફળતા સમજે છે વ્યક્તની અંદર રહેલા અવ્યક્તને બતાવવામાં જ ભારતીયનો ખાસ ઉદ્દેશ્ય છે તેમને વસ્તુના રૂપને બનાવવાની તેટલી પરવા ન હતી જેટલી મૂળ ભાવને સ્પષ્ટ કરવામાં હતી

મિ૦ ઈ બી હેવેલ લખે છે યુરોપના ચિત્રો જાણે પાંખ કાપેલા હોય તેવા લાગે છે કારણકે તેઓ ફક્ત પાર્થિવ સૌન્દર્યને ચિતરી જાણતા ભારતીય ચિત્રકળા અતરિક્ષમાં ઊંચે રહેલા દશ્યોને નીચે પૃથ્વી પર લાવવાનો ભાવ અને સૌન્દર્ય પ્રકટ કરે છે '* બંગાળની હાલની ચિત્રની શૈલી અજન્ટાની પ્રાચીન શૈલી તરફ વળેલી છે

---

## સંગીત

બધી વિદ્યાઓમાં ભારત પ્રગતી કરી હતી પણ સંગીતવિદ્યામાં તો સૌથી વધારે કારણ વૈજ્ઞાનિકો જે વાતોને સંગીતમાં મહત્ત્વ આપે છે, તે બધી વાતો તે સમયમાં પણ વિદ્યમાન હતી તે

* ઈ૦ સ૦ એન્ડ પે૦, પૃ ૮૮

વખતે ઘણા પ્રકારની વીણા, ઝાંઝ, વાંસળી, મૃદંગ, આદિ વાદ્ય વપરાતા. વૈદિક સાહિત્યમાં ભિન્ન ભિન્ન પ્રકારની વીણાઓના નામ મળે છે "**'वीणा'**, **'कांडवीणा'**,૧ અને **'कर्करी'**.૨ ઝાંઝને **'आघाटि'**૩ અથવા **'आघाट'**૪ કહેતા અને તેનો ઉપયોગ નૃત્યને વખતે થતો. વાંસળીના નામ **'तूणव'**,૫ અને **'नाडी'**,૬ મળે છે. મૃદંગ જેવા ચામડાના મઢેલા વાદ્યોના **'आडंबर'**,૭ **'दुंदुभि'**,૮ **'भूमि दुंदुभि'**૯ વિ૰ નામો હતા. હાલના વૈજ્ઞાનિકો માને છે કે ભારતીય મૃદંગ આદિ વૈજ્ઞાનિક સિદ્ધાંતો પર બનાવવામાં આવતા. પાશ્ચાત્ય વિદ્વાનોના કહેવા પ્રમાણે તારના વાદ્યો એ પ્રજામાં હોય જેણે સંગીતમાં પૂર્ણ ઉન્નતિ કરી હોય. તતુવાદ્યોમાં વીણા સર્વોચ્ચ મનાઈ છે અને વૈદિક કાળમાં તેનો ઘણો પ્રચાર બતાવે છે કે સંગીત કલાએ તે સમયે પણ ઘણી ઉન્નતિ સાધી હતી, જ્યારે સંસારની ઘણી જાતિઓ સભ્યતાની પ્રથમ કક્ષામાં પણ ન હતી.

પ્રાચીન કાળમાં ભારતના રાજાઓ સંગીતના જ્ઞાનને ગૌરવનો વિષય માનતા અને પોતાના સંતાનને તેનું શિક્ષણ અપાવતા. પાંડવોના ૧૨ વર્ષના વનવાસ પછી એક વર્ષના અજ્ઞાતવાસમાં અર્જુને પોતાની જાતને બૃહન્નલા નામનો નપુંસક જણાવીને રાજા વિરાટની

૧ કાઠક સંહિતા ૩૪ । ૫

૨ ઋગ્વેદ, ૨ । ૪૩ । ૩ અથર્વવેદ ૪ । ૩૭ । ૪

૩ „ ૧૦ । ૧૪૬ । ૨ । ૪ અથર્વ, ૪ । ૩૭ । ૪

૫ તૈ સ ૬ । ૧ । ૪ । ૧ ૬ ઋ ૧૦ । ૧૩૫ । ૭

૭ વા સ ૩૦ । ૧૯ ૮ ઋ ૧ । ૨૮ । ૫

૯ તૈ. સ. ૭ । ૫ । ૯ । ૩

પુત્રી ઉત્તરાને સંગીત શિખવવાની સેવા કરી હતી. પાંડુવંશી જનમેજયનો પ્રપૌત્ર ઉદયન ( જેને વત્સરાજ પણ કહેવામાં આવે છે ) યૌગંધારાયણ મંત્રી પર રાજ્યભાર છોડીને વીણા વગાડવામાં તથા મૃગયાદિ વિનોદમાં મગ્ન લાગ્યો રહેતો. પોતાની વીણાના મધુર સ્વરથી તે હાથીઓને વશ કરીને પકડતો હતો. એકવાર તે પોતાના શત્રુ ઉજ્જેનના રાજા ચંડમહાસેન ( પ્રદ્યોત )ના હાથમાં કેદ પકડાયો પણ સંગીત કલામાં નિપુણ હોવાથી ચંડમહાસેને તેને પોતાની દીકરી વાસવદત્તાને સંગીત શીખવાડવા રાખ્યો. આ બન્ને ઉદાહરણો બતાવે છે કે પ્રાચીનકાળમાં રાજાઓ સંગીતપ્રિય હતા અને સંગીતવેત્તાઓને રાખીને તેમની કળાની ઉન્નતિ કરાવતા. રાજા કનિષ્કના દરબારના કવિ અશ્વઘોષ ધુરંધર ગાયનાચાર્ય હતા. ગુપ્તવંશી રાજા સમુદ્રગુપ્ત પ્રયાગના સ્તંભલેખમાં પોતાની જાતને સંગીતમાં તુંબુરૂ અને નારદથી વધારે ઉચ્ચ બતાવે છે અને તેના સિક્કા પર પણ તે રાજાની વાદ્ય વગાડતી મૂર્તિ પણ છે. વિક્રમ સંવતની પાંચમી શતાબ્દીમાં ઈરાનના બાદશાહ બહરામ ગોર હિંદુસ્તાનમાંથી ૧૨૦૦૦ ગવૈયાને નોકરીને માટે ઈરાનમાં મોકલે છે એવું ત્યાંના ઈતિહાસમાં છે. ×

આપણા સમયમાં પણ સંગીતની પૂરતી ઉન્નતિ હતી. સામાજીક જીવનમાં પણ નૃત્યનો ઠીક ભાગ હતો. સ્રીઓને નૃત્યની ખાસ શિક્ષા અપાતી. '**हर्षचरित**'માં રાજ્યશ્રીને સંગીત શીખવાનો પ્રબંધ કર્યાનું જણાય છે. **हर्ष**ની **रत्नावली**માં પણ રાણીના દ્વારા પ્રિયદર્શિકાને સંગીતનાં ત્રણે અંગો શીખવાનો પ્રબંધ થાય છે અને હર્ષના સમયમાં નાટ્યશાળા [ પ્રેક્ષાગૃહ ] તથા સંગીતભવન હોવાનો ઉલ્લેખ પણ મળે છે. રાજાઓના દરબારમાં નાચ, ગાન થતાં. બાણે હર્ષના દરબારમાં બદી [ સ્તુતિગાયક ] માર્દંગિક, વૈરંશ્રી, લાસક, શૈલાલી અને નર્તકીનાં વર્ણન કર્યાં છે ભક્તિમાર્ગની સાથે સંગીતકલાની

× રાજપૂતાનેકા ઇતિહાસ; આ. ૧ પૃ. ૨૯-૩૦

વધારે ઉન્નતિ થઇ. સંગીત વિષયના ગ્રંથો તથા આચાર્યોનો પરિચય વાઙ્મયના પ્રકરણમાં આપ્યો છે.

ઘણી વાતોમાં યૂરોપીય સંગીત ભારતીય સંગીતને મળે છે, જેથી સર વિલિઅમ હંટર લખે છે કે : "સંગીત લિપિ [ No-tation ] ભારતમાથી ઈરાનમાં, ત્યાંથી અરબમાં, અને ત્યાંથી ગાઇડો ડી અરેઝોદ્વારા [ Guido d' Arezzo ] ઈ૦ સ૦ ની અગીઆરમી સદીમાં યુરોપમા પહોચી "× પ્રો વેબરનો પણ આ જ મત છે. એની વીલ્સન લખે છે: "હિન્દુઓનો ગૌરવનો વિષય છે કે તેમની સગીતલિપિ [ Notation ] સૌથી પ્રચીન છે"+

---

× વીલીયમ હંટર · ઇ૦ ગે૦ ઇંડિયા · પૃ. ૨૨૩.

+ શોર્ટ એકાઉન્ટ ઓફ ધી હિંદુ સિસ્ટમ્સ ઓફ મ્યુઝીક પૃ૦ ૫.



(૧) હિંદુઓના બુદ્ધાવતાર

[ રાજપૂતાના મ્યુઝિયમ, અજમેર ]



( ૨ ) શેષશાયી વિષ્ણુ ( નારાયણ )

[ ત્રિવેંદ્રમ્ ]



( ૩ ) વિષ્ણુની ચૌદ હાથવાળી મૂર્તિ
[ રાજપૂતાના મ્યુઝિયમ અજમેર ]



(૪) વિષ્ણુની ત્રિમૂર્તિ
[ રાજપૂતાના મ્યુઝિયમ, અજમેર ]



( ૫ ) શિવની ત્રિમૂર્તિ

[ ઘારાપુરી ]




(૧૦) બ્રહ્માણી ( માતૃકા ) ની મૂર્તિ

( રાજપૂતાના મ્યુઝિયમ અજમેર ]



(૧૧) સૂર્યની મૂર્તિ
[રાજપૂતાના મ્યુઝિયમ્ અજમેર]



(૧૨) યમની મૂર્તિ
[રાજપૂતાના મ્યૂઝિયમ, અજમેર]



(૧૩) નવગ્રહોમાંથી શુક્ર, શનિ, રાહુ અને કેતુની મૂર્તિઓ
[ રાજપુતાના મ્યુઝિયમ, અજમેર )



(૧૪) છીંટનો કબજો પહેરેલી સ્ત્રીનું ચિત્ર

[ અજંટાની ગુફા ]



(૧૫) ભૂષણાદિથી શોભતું સ્ત્રીનું માથું

[રાજપૂતાના મ્યૂઝિયમ, અજમેર]

(૧૬) સ્ત્રીના માથાના કેશવિન્યાસ
[ રાજપૂતાના મ્યુઝિયમ, અજમેર ]





(૧૭) શિવનું તાંડવ નૃત્ય

[ મદ્રાસ મ્યૂઝિયમ ]



(૨૦) દ્રાવિડ પદ્ધતિનું હિંદુ મંદિર



(૨૧) હોયસલેશ્વરના મંદિરનો બહારનો ભાગ



( ૩૨ ) આર્ય પદ્ધતિનું હિંદુ મંદિર

[ ખજુરાહો ]



( ૨૩ ) આબુના જૈન મંદિરનો ઘુમટ અને દ્વાર



(૨૪) વડનગર (ગુજરાત) ના મંદિરનું તોરણ

# અનુક્રમણિકા

## વિશેષનામ

## પુસ્તકો

---

## વિષયદંડ